મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો૦ કૃત.

# ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક બીજાના અર્થ.

(જેની અંદર અર્થ; વાક્યના ભાવાર્થ; દરેક પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષરો આપવામાં આવેલાં છે.)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું—'શંકર' પ્રી. પ્રેસ ચૌટાના પુલપર—સુરત.

સને ૧૯૨૩] કિંમત રૂ. ૦-૫-૦. [સંવત ૧૯૭૯.

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક બીજાના અર્થ.

જેની અંદર અર્થ; વાકયના ભાવાર્થ; દરેક પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષરો આપવામાં આવેલાં છે.

**સૂચના:**—કવિતામાંના અશુદ્ધ શબ્દ શુદ્ધરૂપે લખ્યા છે.

પાઠ ૧.

શ્રીમંત=પૈસાદાર; ભાગ્યશાળી.

સરકાર=ધણી; રાજા.

ગાયકવાડ=વડોદરાના રાજાની અટક.

કામેલ=હોશિયાર.

કેળવણી=શિક્ષક.

જ્ઞાન=સમજ.

સુધારા=સારા કાયદા.

ઠેરઠેર=ઠેકાણે ઠેકાણે.

શરૂઆતની=પહેલાંની; પ્રથમની.

ફરજિયાત=ખુશીથી કરવું તે; ખુશી ન હોય તોપણ કરવું તે.

કલાભવન=જ્યાં હુન્નરનું જ્ઞાન અપાય છે એવી શાળા (કલા=હુન્નર+ભવન=ઘર.)

કૉલેજ=ઉંચું જ્ઞાનઆપનારી શાળા.

શોભા=સારો દેખાવ.

કારીગરી=કળા; હુન્નર.

રચના=બાંધણી; ગોઠવણ.

યાદગીરી=નામના.

વફાદાર=રાજ્ય તરફ પ્રેમ બતાવનાર.

ઉત્સવ=આનંદનો દિવસ.

બાવલું=પુતળું.

દાખલો=ધડો; ઉદાહરણ.

ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ.
બાહોશી=હોશિયારી, ચાલાકી ને હિંમત.
વાહવાહ=વખાણ; તારીફ.
મગરૂર=અભિમાની; ગર્વિષ્ઠ.

સવાલ—શ્રીમંત ત્રીજા સયાજીરાવ કયા સનમાં કેટલા વર્ષની ઉંમરે ગાદી પર બેઠા? રાજ્યમાં સુધારા શાથી કરી શક્યા? એમણે લોકોના ભલા માટે ક્યાં ક્યાં કામો કર્યાં છે? એમનું બાવલું ક્યારે, કોણે ક્યાં શા કારણથી મૂક્યું છે? બીજાં રાજ્યોને દાખલો લેવા જેવું કોનું રાજ્ય છે?

**શ્રીમંત, ઇલિયટ, શિક્ષક, અમેરિકા, હિંદુસ્તાનમાં. વધ્યા, જ્ઞાન, સ્થાપી, ફરજિયાત, શિખવવા, વડોદરામાં, કૉલેજ, પુષ્કળ, લક્ષ્મીવિલાસ, ખુશાલીમાં, યાદગીરીમાં, ઉત્સવ, લશ્કરી, ઉત્તમ, દુનિયામાં.**

પાઠ ૨.

કદ=માપ.
છાંટ=ભાત; ઝીણા છાંટા.
પંજો=પાંચ આંગળાનો જથો.
બહુ=વધારે; વિશેષ.
નકલ=બીજાનું જોઇ તે પ્રમાણે કરવું તે.
નકલબાજ=નકલ કરનાર.
શબ્દ=એક કે વધારે અક્ષર મળવાથી કાંઇ પણ અર્થ સમજાય તે.
વાક્ય=એક કે વધારે શબ્દો મળીને મનમાં ધારેલો વિચાર જેથી પુરો જણાવાય તે.
ઉચરે=બોલે.
હારતો=ખરું જતો.
આંકી=નક્કી કરી; ઠરાવી.
નાઉમેદ=નિરાશ.
ચોંક્યો=નવાઇ પામ્યો.
ખરીદી=વેચાતો લઇ.
પોપટીઆ જ્ઞાન=સમજ વગરનું જ્ઞાન.

**સવાલ**—પોપટની વસ્તી ક્યાં ક્યાં છે? પોપટનું કદ મોટામાં મોટું અને નાનામાં નાનું કેવડું હોય છે? પોપટનો રંગ કેવો હોય છે? પોપટના પગે કેટલા આંગળાં હોય છે ને તે કેવી રીતે હોય છે? પોપટ શું શું ખાય છે? પોપટને વધુ શું ભાવે છે? વાંદરાને નકલ કરતાં આવડે છે તેમ ક્યા પક્ષીને આવડે છે? પોપટીઆ જ્ઞાન એટલે શું?

**સાર**—સમજ્યા વગર શીખવાથી વખત ને મહેનત નકામાં જાય છે, માટે સમજી શીખવું.

**આફ્રિકા, ફૂટ, છાંટ, ટૂંકી, મજબૂત, હોશિયાર, પુસ્તકમાં, મિઆઉં, છૂટક, શબ્દો, વાક્યો, શિખવે, હાસ્તો, કિંમત, રૂપીઆ, ખરીદી, પોપટીઆ.**

## પાઠ ૩.

દેખાદેખી=બીજાનું જોઇ કરવું તે.
અઘરો=મુશ્કેલ.
ત્રાસી=કંટાળી; કાયર થઇ.
પાર=સામે કાંઠે.
હાંફતું=ઉપરા ઉપરી દમ લેતું.
ખળખળ=ઝપાટાબંધ.
હાસ=સંતોષ થવાથી બોલાતો શબ્દ.
મલકાતું=ખુશ થતું.
રિબાઉં=દુઃખી થાઉં; હેરાન થાઉં.
અડદાળો નીકળી જાય છે=ઘણું દુઃખ પડે છે; દમ નીકળી જાય છે.
બોજો=ભાર; વજન.
ઉલટો=સામો.
ડંડુકા=ટુંકી જાડી લાકડી.
સ્થિતિ=હાલત; દશા.
પસ્તાવાનું=દિલગીર થવાનું.

**સવાલ**-એક ગધેડાનો ઉપરનો ભાર પાણીમાં પડવાથી ઓછો થયો અને બીજા પરનો વધ્યો તેનું કારણ શું?

**સાર**—આપણી સ્થિતિનો વિચાર કર્યા વગર દેખાદેખી કરવાથી સુખને બદલે દુઃખ થાય છે.

ગધેડાં, સપ્ત, ઠ'હુઠા, ખાસી, ઊતર્યાં, બિચારું, અથડાયો, ઊઠયું, મલકાતું, માંડ્યું, રિબાઉં, અડદાળો, ઉલટો, વધ્યો, દુઃખ, સ્થિતિનો, પસ્તાવાનું

## પાઠ ૪.

દેખાવડું=શોભિતું.

ઉમદા=સરસ.

જીન=ઘોડા પર બેસવાની ચામડાની બેઠક.

પલોટી=મહાવરો કરાવી.

યાળ=ઘોડાની ગરદન પરના વાળ (સિંહની ગરદન પર પણ એવા વાળ હોય છે.)

અંધારી=પગદ, ઘોડાની આંખે બાંધવાનું ચામડું.

તેજી=પાણીદાર; વેગથી ચાલે એવો.

તાબેદાર=તાબે રહેનાર; આજ્ઞાધીન.

કીમતી=ઘણી કિંમતનો; અમૂલ્ય.

પાણીદાર=તેજી; બળવાન.

ઓળો=પડછાયો; છાંયો.

ચમકતો=બીતો.

પંપાળી=હાથ ફેરવી.

થાબડી=ચપટે હાથે ધીમે ધીમે ઠોકી.

પૂરપાટ=સપાટાબંધ; ઘણી ઝડપથી.

વશ=તાબે

જોદ્ધો=લડવૈયો

મુડદું=લાસ; શબ.

દરકાર=પરવા

વફાદાર=ધણીની સેવા બજાવનાર; નિમકહલાલ.

સવાલ–ઘોડો શું શું કામમાં આવે છે? ગાય ને ઘોડાનો મુકાબલો કરો. ગાડીમાં જોડીએ છીએ ત્યારે ઘોડાને અધારી કેમ પહેરાવીએ છીએ? ઘોડો ઘણો વફાદાર પ્રાણી છે તે દાખલો આપી સમજાવો.

સાર—જાનવરને સમજાવીને કેળવવાથી તે વશ થાય છે. (૨) તેના પર હેત રાખવાથી તે હળી જાય છે.

દેખાવડું, પલોટી, ઊંચો, ગરદન, અંધારી, કીમતી, પાણીદાર, હિંમત, સમજ્યો, થાબડી, પૂરપાટ, દોડયો, જોદ્ધો, ઝુડદાની.

પાઠ ૫.

દીવાળી=વરસનો છેલ્લો દિવસ.

આતસકેરી=દેવતાની

બાજી=ખેલ; તમાસો.

આતસકેરી બાજી=દારૂખાનું ફોડવું તે.

રુદેમાં=મનમાં.

દીસે=દેખાય.

પા ઘડી=થોડીવાર.

ખાસો=મજાનો

તમાસો=ખેલ.

કાંચન=સોનું.

શાખા=ડાળી.

પત્ર=પાંદડાં.

માત્ર=ફક્ત

હવાઇ=ઉંચે હવામાં જઇ ફૂટે એવું દારૂખાનું.

ખરે=નીચે પડે.

નીરખો=જુઓ.

નવાઇ=અચરજી; અચંબો.

બાણ=તીર.

તહાં=ત્યાં.

નભેથી=આકાશમાંથી.

જાણે ભલું બાણ તહાં ચડાવ્યું, તારા નભેથી જઇ પાડી લાવ્યું=હવાઇ છોડી તે જાણે આકાશમાં તીર માર્યું તે જાણે જઇને આકાશમાંથી તારા પાડી લાવ્યું.

વહી પુજે=હિસાબના ચોપડાની પુજા કરી.

વહી=હિસાબના ચોપડા

વેંચે=વહેંચે.

નામા=હિસાબ.

ખેંચે=લખે.

દેવાલયો=દહેરાં.

અનકૂટ=રાંધેલાં ઘણા અનાજનો ઢગલો.

હર્ષ=હરખ; આનંદ

**સમજુતી**—જુઓ દારૂખાનું ફૂટી રહ્યું છે, તે જોઇને માણસો

મનમાં ખુશી થાય છે; આ ખેલ જોતાં થોડીવારજ સારો દેખાય છે; એના જેવોજ આ દુનિયાનો ખેલ છે. (૧)

કોઠીમાંનો દારૂ સળગી ઊઠે છે, એ જાણે સોનાનું ઝાડ ઊગ્યું હોય એમ જણાય છે; અને તેની ડાળીઓ, પાંદડાં અને ફૂલો નીચે પડતાં દેખાય છે, તે જોવાથીજ ફક્ત ખુશી થવાય છે. (૨)

હવાઇ સળગાવવાથી આકાશમાં ઉંચે જાય છે. અને તેમાંથી તારા નીચે પડે છે તે નવાઇ જુઓ, જાણે ત્યાં સારૂં તીર ચઢાવ્યું ને તે આકાશમાં જઇને તારા પાડી લાવ્યું. (૩)

હિસાબના ચોપડાની પુજા કરી પાનને સાકર વહેંચે છે, અને નવા હિસાબ ઘણી ખુશીથી લખે છે; દહેરાઓમ અનકૂટ પુરાય છે. અને માણસો ઘણા આનંદી જણાય છે. (૪)

**આતસકેરી, રુદેમાં, દીસે, ઘડી, કોડીથી, નીરખો, ખુશીથી, અનકૂટ, હર્ષ.**

પાઠ ૬.

શિષ્યો=વિદ્યાર્થીઓ; નિશાળીઆઓ
ભલાની=લાભની; ફાયદાની.
ટટાર=સીધા.
ટેવ=મહાવરો; આદત.
ચહેન=સુખ; નિરાંત.
એની મેળે=આપોઆપ.
આરામ=વિસામો.
એદી=ઘણો આળસુ.
બસ=ઘણી; જોઇએ તેટલી.
ચાલાકી=ચંચળાઇ; ચપળતા
સહેજ=જરા.
ટોકયો=ચેતાવ્યો.
પેન્સિલ=સીસાપેન.
ખોતરવો=ખણવો.

**સાર**—૧ ટટાર બેસવું. ૨. વાંચતી વખત ચોપડીમાં જોવું. ૩. શિક્ષક શીખવે ત્યારે શિક્ષક સામુંજ જોવું. ૪. દસ વાગે સુવું ને ૭ વાગે ઊઠવું. ૫ કાન

નાકમાં આંગળી ઘાલવી નહિ. ૬. લખતી વખત પેન્સિલ મોંમાં ઘાલવી નહિ.
દાંત કાન ખોતરવા નહિ. ૭.

**શિષ્યો, સાંભળશો, અર્ધા, સૂઇ, ટટાર, ટેવ, દહાડા, ગુરુજી, ઊંઘથી, એદી, ઊઠવું, પૂરૂં, ટોકયો, પેન્સિલ.**

**પાઠ ૭.**

પ્રાંત=ઘણા મહાલ અથવા તાલુકા મળીને થએલો ભાગ.

વિભાગ=ભાગના ભાગ.

મહાલો=તાલુકા.

મૂળ=અસલ; જુનું.

વટપદ્ર=જ્યાં વડ છે એવું શહેર (વટ=વડ+પદ્ર=ગામ)

વિશ્વામિત્રી=એ નામની નદી એ ઢાઢરને મળે છે એના પર વડોદરા શહેર છે.

કથા=વાર્તા; આખ્યાન.

વિશ્વામિત્ર=ગાધી રાજાના પુત્ર; સપ્ત ઋષિમાંના એક.

વિમલેશ્વર=મહાદેવનું નામ છે.

પ્રસન્ન=ખુશ; રાજી.

પ્રાર્થના=માગણી.

ભુંડ=ડુક્કર; સુવર.

ગટર=પાણી વહી જવાની પાકી નીક.

ત્રાસ=દુઃખ; પીડા.

સુખાકારી=સુખ આપે એવું.

બાગબગીચા=ફૂલ ઝાડવાળી જગા.

તદ્દન=બિલકુલ.

બદલાઇ=ફેરવાઇ.

સરોવર=મોટું તળાવ.

તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે.

મુખ્ય=મોટું.

આગળ પડતું=આગળ વધેલું.

વણકરો=વણવાનું કામ કરનારા.

હોશિયાર=કાબેલ.

રંગશાળા=રંગનું કામ શીખવનારી નિશાળ.

**સવાલ**—વડોદરા રાજ્યનો મોટામાં મોટો પ્રાંત કયો, અને તેમાં કયા કયા મહાલો આવેલા છે? વટપદ્ર વિષે વિશ્વામિત્રી નદીના પુરાણમાં શું વાત છે? આજથી ચાળીસ પચાસ વરસ પર વડોદરા કેવું હતું? આજે વડોદરા કેવું છે? વડોદરામાં નળવાટે પાણી કયાંથી આવે છે? પેટલાદ શાને માટે પ્રખ્યાત છે.

**વિભાગ, ડભોઈ, શિનોર, સંખેડા, પશ્ચિમ, પેટલાદ, ભાદરણ, મૂળ, વટપદ્ર, વિશ્વામિત્રી ઋષિ, કિનારે, વિમલેશ્વર, પ્રસન્ન, પ્રાર્થના, ચાળીસપચાસ, ગટરો, ગંધાતી, મચ્છરનો, ત્રાસ, વેઠાય, સ્વચ્છ, દેખાવ, તદ્દન, સૂર્યા, મૂકી, રંગશાળા.**

પાઠ ૮.

નગર=શહેર; પુર.
કસ્બો=મોટું ગામ,
કોટ=શહેરને ફરતી બાધેલી જાડી, પહોળી દિવાલ.
કિલ્લા=ગઢ; દુશ્મનથી બચવા માટે બાંધેલું મકાન.
દર્ભાવર્ત=ડભોઇ; દર્ભવાળી જગા.
કાલિકા=કાલકા
પસ્તાવો=દિલગીરી; અફસોસ
ખંડેર=પડી ગએલી ઇમારતો.
સહજ=જરાક.
ચાંડોદ=નર્મદા નદીને કાંઠે આવેલું જાત્રાનું ઠેકાણું; ચંડિકા માતાનું ગામ.
ઓવારા=ઘાટ
રમણીય=સુંદર; રળિયામણો.
ફાંટો=શાખા.
ઘાટ=ઓવારા.
શુકદેવ=વ્યાસના પુત્ર.
વ્યાસ=સત્યવતી કુમારીથી થએલા પરાશરના પુત્ર.
અનસૂયા=અત્રિ ઋષિની સ્ત્રી.
ચંડીપુર=ચંડિકા માતાનું ગામ; ચાંડોદ; ચાણોદ.

**સવાલ**—ડભોઇના કોટ કિલ્લા કોણે બંધાવેલા? ડભોઇનો કિલ્લો કોણે મજબૂત કરાવ્યો? શિનોર મહાલના મુખ્ય ગામ ગણાવો. ચાંડોદમાં કયે દિવસે જાત્રા ભરાય. છે? નર્મદા કિનારે પવિત્ર સ્થળો ક્યાં ક્યાં આવેલાં છે? ચાંડોદ નામ પડવાનું કારણ શું?

**જૂનો, કસ્બો, કોટકિલ્લા, સિદ્ધરાજ, જયસિંહે, દર્ભાવતી, વીસલદેવ, વાઘેલા વંશના, કાલિકા, સ્ત્રીએ, છૂપી, દટાવી, પસ્તાવો, ચાંડોદ, નર્મદા, પગથીઆંનો, રમણીય, ફાંટો, સરસ્વતી, પવિત્ર, કાર્તિક, શુકદેવ, વ્યાસ, અનસૂયાનાં, સ્થાને, ચંડ, મુંડ, રાક્ષસો, ચંડિકા, ચંડીપુર.**

## પાઠ ૯.

ભોઠ=અક્કલ વગરનો; ભોઠડ; ભોટ.
સંભાળજો=તપાસજો; વિચાર કરજો.
બારેજડી=વડોદરાની ઉત્તરમાં ગામ છે
પાલેજ=વડોદરાની દક્ષિણમાં ગામ છે
નૂર=ભાડું
ધારી=વિચારી; સમજી.
યુક્તિથી=તદબીરથી; કળાથી.
ટીખળી=અટકચાળો; મશ્કરો.
મશ્કરી=મજાક.
મુકામ=રહેઠાણ; વાસ.
દરમિયાન=વચલા વખતમાં.
ખિસિયાણો પડી ગયો=ઝંખવાઇ ગયો; શરમાઇ ગયો; લજવાઇ ગયો.
ભોઠડ=ભોઠ; ભાન વગરનો.
ફળ=ફાયદો.

**સવાલ**—ખીમાની વાત કહો.

**સાર**—ભોટમાં ન ખપવા માટે કાળજી રાખવી.

**ભોઠ, વાણીઓ, છૂટું, નૂર, ધાર્યું, હિશા, વીસીમાં, ઊતર્યો, ધાર્યું, જુક્તિથી, ઉઘાડી, ટીખળી,**

બચ્ચું, બિલાડું, મશ્કરી, મૂક્યું, ખૂબ, હસ્યો, દર્મિયાન, ખિસિયાણોજ, ભોઠડ.

પાઠ ૧૦.

રળિયામણું=સુંદર; શોભિતું.
વાચનમાળા=વાંચવાની ચોપડીની હાર
સરસ્વતી=વિદ્યાદેવી
ચિત્ર=છબી.
હંસ=એક જાતનું પંખી; સરસ્વતી તથા બ્રહ્માનું વાહન.
વિષય=બાબત.
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત.
ભારે=ઘણી.
ચિંતા=ફીકર.
દશા=હાલ; હવાલ; સ્થિતિ.
વળવાનું=કામ થવાનું
છૂટવાનો=નીકળવાનો.
રસ્તો=ઉપાય; ઇલાજ.
ભરપૂર=પુરૂં ભરેલું.
ચીપ=પટી.
ઊગરૂં=બચું.
લક્ષમાં=ધ્યાનમાં.
નજર=આંખ; નીઘા.
અચંબો=નવાઇ; આશ્ચર્ય.
શોરબકોર=મોટો અવાજ; ઘુમાટ.
ધ્યાન=ચિત્ત
શિખામણ=ફાયદાની વાત; બોધ; ઉપદેશ.

સવાલ—કાચબો ને હંસની વાત કહો.

સાર—મિત્રની સારી શિખામણ પ્રમાણે ન ચાલવાથી નુકસાન થાય છે.

જીવડાંને, રળિયામણું, ચિત્ર, ચિત્રેલો, દોસ્તી, વિષય, દિવસ, સુકાઈ, ચિંતા, દશા, છૂટવાનો, દાંત, ઊગરૂં, લક્ષમાં, ઊડીએ, મૂંગા, ઊડયા, શોરબકોર, ધ્યાન, અધું, ઊઘડવાથી, શિખામણ.

## પાઠ ૧૧.

કૌશલ્યા=દશરથના પટરાણી; રામની મા
સંવાદ=બે જણ વચ્ચેની વાતચીત; વાદવિવાદ.
કાલા=કાલું કાલું ને બરાબર ન સમજાય એવું બોલનારા.
(કાલું કાલું=મીઠું મીઠું)
કોમળ=નાજુક.
દેહડી=દેહ; શરીર
લાડકવાયા=લાડમાં ઉછરેલા; લાડકા.
તંન=છોકરો.
ગુપ્ત=છુપા; કોઇ ન જાણે એવી રીતે.
ગુપ્ત રાખું=સંતાડું; છુપાવું.
બીજું અવર=બીજું કોઇ (અવર=બીજું)
મે તો=મારાથી તો
તુજ=તારા.
રેવાય=રહેવાય.
મુંને=મને.
વનકુળ=ઝાડની છાલનાં લુગડાં; વલ્કલ.
તજી=છોડી.
વસ્ત્ર=લુગડાં.
આભૂષણ=ઘરેણાં.
સાર=સારા; ઉત્તમ.
સૂણી=સાંભળી.
સુખદ તા=સુખની આપનાર.
આજ્ઞા=રજા; હુકમ.
અવધ=મુદત.
વીત્યા=ગયા
નિજ=પોતાના.
પુરમાંહે=શહેરમાં; નગરમાં
ગિરિધર=એ નામનો વૈષ્ણવ કવિ.

**સમજુતી**–રામચંદ્રજી વનમાં જવા માટે કૌશલ્યા માની રજા લેવા આવ્યા ત્યારે કૌશલ્યા મા એમ બોલ્યાં, કે ઓ મારા વહાલા કાલા કુંવરજી, તને જંગલમાં જવા દઇશ નહિ. (૧)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી, મારા લાડકા છોકરા, તારૂં શરીર ઘણું કોમળ છે (૨)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી, જેમ બીજું કોઇ જાણે નહિ તેમ તને મારી વાડીમાં સંતાડી રાખું. (૩)

ઓ મારા વહાલા કાલા કુંવરજી, મારાથી તો તારા વગર રહેવાશે નહિ, તો મને મૂકીને તમે કેવી રીતે જશો ? (૪)

ઓ મારા વહાલા કાલા કુંવરજી, ઉત્તમ લુગડાં ઘરેણાં પહેરવા છોડીને વનમાં ઝાડની છાલનાં લુગડાં કેમ પહેરશો ? (૫)

કૌશલ્યાના એવાં વચન સાંભળીને રામજી બોલ્યા, ઓ સુખ આપનારા માતાજી સાંભળો, તમે મનમાં ધીરજ રાખો. (૬)

ઓ સુખ આપનારા માતાજી સાંભળો, હું થોડા વખતમાં પાછો આવીશ, માટે તમે મને વનમાં જવાની રજા આપો. (૭)

ઓ સુખ આપનારા માતાજી સાંભળો, મારે પિતાનો હુકમ માનવો અને ચૌદ વરસ વનમાં રહેવું (૮)

ઓ સુખ આપનાર માતાજી સાંભળો, ચૌદ વરસ પુરા થયા પછી નહિ રહું, અને આપણા શહેરમાં વહેલો આવીશ (૯)

બોધ-માબાપનો હુકમ માનવો.

**બોલ્યાં, ગુસ, વાડીમાં, વસ્ત્ર, આભૂષણ, આજ્ઞા, ચૌદ, વીત્યા.**

### પાઠ ૧૨.

ટોળેટોળાં=જથાબંધ.
બીકણ=ડરકણ; બીએ એવા.
બચાવ=રક્ષણ.
જથાબંધ=સાથે; ભેગાં થઇ, એકઠાં
સંભાળ=ખરદાસ; જતન; રક્ષણ.
રુવાંટાં=કુમળા ઝીણા વાળ.
ઝબૂકતી=ઝળકતી.
કુદકો ભરતું=ઠેકડા મારતું.
મળતા=જેવા; બરાબર.
રહેઠાણ=વાસ; મુકામ.
વનસ્પતિ=ઝાડપાન.
ચપળ=ચાલાક.
કુદકો=છલંગ; ફાળ.

સવાલ-સસલાં ક્યાં જોવામાં આવે છે ? સસલાં પોતાનો બચાવ

કરવા માટે શું કરે છે? પાંજરામાં સસલાંને પાંજરામાં રાખવાનું કારણ શું? સસલાના શરીરનું વર્ણન કરો. સસલાના કાન ક્યારે ઉભા થઈ જાય છે? સસલું કૂદકા ભરતું કેમ ચાલે છે? સસલાના પંજા કોના જેવા હોય છે? નખ કોના જેવા હોય છે? દાંત કોના જેવા હોય છે? આગલા દાંત કેવા હોય છે? સસલું શું શું ખાય છે? સસલું કોનું પેઠે આંધળું જન્મે છે? જનાવરો સસલાંનો નાશ ન કરતા હોત તો શું થાત? સસલું ગરીબ પ્રાણી છે તેથી ઇશ્વરે એનાં આંખ, કાન અને પગ કેવાં બનાવ્યાં છે?

બોધ—પરમેશ્વરે દરેક પ્રાણીના શરીરના ભાગો તેનું રક્ષણ થાય એવા બનાવ્યા છે.

**ટોળેટોળાં, જથાબંધ, પાંજરાંમાં, સુંવાળાં, રૂંવાંટાં, પૂંછડી, કૂદકો, રહેઠાણ, ચપટા, પાંદડાં, કુતરાંબિલાડાં, આંધળાં, વનસ્પતિ, ઇશ્વરે.**

## પાઠ ૧૩.

મહારાણી=મોટાં રાણી.
વિક્ટોરિઆ=હિંદુસ્તાનનાં મહારાણી
કારભાર=વહીવટ.
હાથમાં=તાબામાં.
વેપારી મંડળ=ઈસ્ટ ઈંડિઆ કંપની.
બળવો=બંડ; હુલ્લડ.
રાજ્યકારભાર=રાજનો વહીવટ.
અલાહાબાદ=ગંગા ને જમના નદીના સંગમ પર શહેર છે; પ્રયાગ.
ઢંઢેરો=જાહેર નામું.
વચન=કોલ; કબુલાત.
દેવલોક પામ્યા=સ્વર્ગવાસી થયાં.
આબાદી=ચઢતી.
સલાહશાંતિ=સુખ.
દયાળુ=દયાવાળાં.
અમલદાર=અધિકારી.
સહી=મતુ; કબુલાત; મંજુરી.
લાભમાં=ફાયદાને માટે.
દિલગીર=નાખુશ.

જોધ્ધો=લડવૈયો.
ચાલ=રીતભાત; વર્તણુક.
ઉપકાર=પાડ; આભાર.
માફી આપી=છોડી દીધો.
ધર્મગુરુ=ધર્મનું શીખવનાર.
ખાનગી=છુપી; ગુપ્ત.
ખંચાયો=આંચકો ખાધો; અચકાયો.
ઇચ્છા=મરજી.
દુષ્ટ=પાપી.
કદ્રૂપી=બેડોળ; ઘાટ વગરની.
ડર=બીક.
વિષે=માટે.
ઉત્કંઠા=ઘણી ઇચ્છા.
વડા=મોટા.

સવાલ—૧૮૫૭, ૧૮૫૮, ૧૯૦૧ અને ૧૯૧૦ માં શું બનાવ બન્યો ? મહારાણી વિક્ટોરિઆનો જન્મ અને સ્વર્ગવાસ કયા સનમાં થયો ? એઓ કેટલા વરસની ઉંમરે ને કયા સનમાં ગાદી પર બેઠા ? મહારાણીશ્રી ભલાં ને દયાળુ હતાં તેની વાત કહો. મહારાણી પછી કોણ ગાદીએ બેઠું અને તેમણે કેટલા વરસ રાજ કર્યું ? ૭મા એડ્વર્ડ કયા સનમાં સ્વર્ગવાસી થયા ? એમની પછી ગાદીપર કોણ બેઠું ? હાલના આપણા રાજા તથા રાણીનું નામ શું ?

વિક્ટોરિઆ, સિપાઇઓનો, નવેંબર, અલાહાબાદ, ઢંઢેરો, ઈનસાફ, સલાહશાંતિ, દયાળુ, પૂછ્યું, દિલગીર, ખૂશ, પ્રજાતો, ધર્મગુરુ, ટાંગેલા, ઇચ્છા, કલ્લા, કદ્રૂપી, ઉત્કંઠા, એડવર્ડ, ૫મા જ્યોર્જ.

### પાઠ ૧૪.

અણસમજુ=સમજણ વગરના.
સમજુ=સમજણ વાળા.
ઢોળાવ=ઢાળ; ઢળાણ.
જોસમાં=ઝપાટાબંધ.
જક્કી=જીદ્દી; હઠીલું; મમતી.
અજમાવ્યું=વાપર્યું; બતાવ્યું.
માંહોમાંહ=પરસ્પર; એક બીજામાં
જોસથી=એકદમ.
ધકેકો=હડસેલો.

ટક્કર લેવી=માથે માથા અફાળવા
જોખમ=નુકસાન; હાનિ.
યુક્તિ સૂઝી=ઉપાય જડયો.
રસ્તો માપવો=રસ્તો કાઢવો; નિકાલ-
કરવો.
શાણાં=ડાહ્યાં.
હઠીલાં=જીદ્દી; જક્કી. મમતી

મદદગાર=મદદ કરનાર; આશરો
આપનાર.

સવાલ—અણુસમજુ ને
સમજુ ઘેટાની વાત કહો.

બોધ—૧) અઘરૂં કામ પણ
સંપીને કરવાથી સહેલું થાય છે.
૨) વખત વિચારીને ચાલવું.

**અણુસમજુ, ઢોળાવ, જક્કી, ટક્કર, શીંગડાં, અથડાવ્યાં, માંહ્યોમાંહ્ય, કૂદ્યાં, ધક્કો, ઊંડી, યુક્તિ, સૂઝી, હઠીલાં, મદદગાર.**

### પાઠ ૧૫.

પ્રહ્લાદ=હિરણ્યકશિપુ રાક્ષસનો પુત્ર;
વિષ્ણુનો ભક્ત.
હિરણ્યકશિપુ=હિરણ્યાક્ષનો ભાઈ;
પ્રહ્લાદનો બાપ
બળીઓ=જોરાવર; બળવાન.
સતાવતો=પજવતો; દુઃખ દેતો.
કટ્ટો=ખારીલો; દુશ્મનાઇ છોડે નહિ
એવો.
દુશ્મન=શત્રુ; વેરી.
ભગવાન=પરમેશ્વર; પ્રભુ.
ભજન=ભક્તિ,
વેરી=વેર રાખનાર; દુશ્મન; શત્રુ.

બિલકુલ=જરાપણ; લગારે.
બારાખડી=પદ.
રામ=ભગવાન.
માથું ધુણાવતો=ના કહેતો.
રામ વિના=ભગવાન વગર.
શીશ=માથું; શિર.
ધુણાવતો=હલાવતો.
જોડીદારો=સાથીઓ; જોડે ભણનારા.
થાકયા=કંટાળ્યા; કાયર થયા.
હકીકત=વાત.
ધમકાવ્યો=ધમકી આપી; બીક
બતાવી.
બીક=ધાક; ડર.

હગારે ડગ્યો નહિ=જરાપણ વિચાર બદલ્યો નહિ.

મન ખાસ=ચિત્ત પરોવ; ધ્યાન રાખ.

રઢ=જીદ; હઠ.

હઠ=મમત.

વીનવ્યો=સમજાવ્યો.

ભેખવ્યા=મશ્કરાર્યાં; પત કર્યાં.

લાલચોળ=ખરેખરો ગુસ્સે.

ઠાલી=ખાલી.

ડોલા કાઢી=ધમકી આપી

સંભાર્યા=યાદ કર્યા; સમર્યા.

એકદમ=તરત

નરસિંહરૂપે=સિંહના જેવું મો અને બાકીનો ભાગ માણસ જેવો એવા દેખાવથી

બિહામણું=ભયંકર; વિકરાળ.

ધ્રુજવા=કંપવા.

નાશ કર્યો=મારી નાખ્યો

સવાલ—હિરણ્યકશિપુ કોણ હતો? એના પુત્રનું તથા બાપનું નામ શું? હિરણ્યકશિપુનો નાશ કેવી રીતે થયો?

સાર—સાચા ભાવથી પરમેશ્વરની ભક્તિ કરવામાં આવે, તો પરમેશ્વર મદદ કર્યા વગર રહેતા નથી.

**પ્રહ્લાદ, હિરણ્યકશિપુ, સતાવતો, વિષ્ણુ, ભગવાનનો, કટ્ટો. દુશ્મન, બિલકુલ, ધુણાવતો, શીશ, ધમકાવ્યો, ડગ્યો, રઢ, હઠ, વીનવ્યો, ગુસ્સે, સંભાર્યા, નરસિંહરૂપે, અર્ધું, ધ્રુજવા.**

પાઠ ૧૯.

તાતતણું=બાપનું; પિતાનું

માન=આદર; મોટાઇ.

રંગીલા=આનંદી.

અણજાણે નીર=અજાણ્યા પાણીમાં.

નીર=પાણી.

નવ=નહિ

નીચની=હલકા માણસની

જોડ=જોડે; સાથે.

રીસ=ગુસ્સો.

કંજીએ=કહીએ.
દિન=દહાડો
રેણ=રાત
દિન રેણ=દહાડો રાત
રળિઆત=આનંદી; ખુશ; મગન.
પાવક=અગ્નિ; દેવતા.
વાટ=રસ્તો.
લીધું દધું=લીધેલું આપેલું
ખાંતે=ખંતથી; કાળજીથી.
ખોટ=નુકસાન; ટોટો
મોટ=મોટું
મોટવડાઇ=મોટપણું; મોટી મોટાઇ.
લોપીએ=છોડી દઇએ.
ધર્મ=ફરજ; કરવાનું કામ; કર્તવ્ય.
પંડને=શરીરને; દેહને
પાવન=પવિત્ર; ચોકખી.
નિર્મળ=ચોકખા; મેલ વગરના.
શુદ્ધ=ચોકખું; સ્વચ્છ.
પોઢીએ=સૂઇએ.
હસ્તે=હાથ વડે
તરણુ=ઘાસ; તૃણ.
હૃદેમાં=મનમાં
કાળિદાસ=ભોજ રાજાના વખતમાં કવિ થઇ ગયા તે.

**સમજુતી**–ઓ આનંદી છોકરા, તું બાપની આબરૂ રાખજે; ઓ આનંદી છોકરા, તું માને પગે લાગજે. (૧)

ઓ આનંદી છોકરા, અજાણ્યા પાણીમાં પેસીએ નહિ, ઓ આનંદી છોકરા, નીચની જોડે બેસીએ નહિ મતલબ કે નીચ માણસની દોસ્તી કરીએ નહિ. (૨)

ઓ આનંદી છોકરા, ગાયન (ભજન) વારતા અને બે જણ વચ્ચેની વાતચીતમાં વચ્ચે બોલીએ નહિ. (૩)

ઓ આનંદી છોકરા, રમતાં ગુસ્સો કરીશ નહિ; ઓ આનંદી છોકરા, રાત દહાડો ખુશ રહીએ.(૪)

ઓ આનંદી છોકરા, દેવતામાં હાથ ઘાલીએ નહિ; ઓ આનંદી છોકરા, સાંકડે (ગલી કુંચીને) રસ્તે જઇએ નહિ. (૫)

ઓ આનંદી છોકરા, આપેલું લીધેલું કાળજીથી લખાવીએ તો નુકસાન થાય નહિ. (૬)

ઓ આનંદી છોકરા, આપણી મોટાઇ છોડીએ નહિ; ઓ આનંદી છોકરા, ઘરમાં આપણી ફરજ બજાવીએ. (૭)

ઓ આનંદી છોકરા, ચોકખા પાણીથી નાહીએ, અને શરીરને પવિત્ર રાખીએ. (૮)

ઓ આનંદી છોકરા, મેલાં લુગડાં પહેરીએ નહિ; ઓ આનંદી છોકરા, શરીર ચોકખું રાખીએ. (૯)

ઓ આનંદી છોકરા, સવારના પહોરમાં સુઇ રહીએ નહિ; ઓ આનંદી છોકરા, હાથ વતી ઘાસ તોડીએ નહિ, કારણકે સાપ વગેરે માંહે ભરાઇ રહ્યું હોય તો તે કરડે. (૧૦)

ઓ આનંદી છોકરા, મેં એવી જે વિદ્યા શીખવી તે ઓ આનંદી છોકરા, તારા મનમાં રાખજે. (૧૧)

**હિન, રળિયાત, વાટ, ખોટ, નિર્મળ, શુદ્ધ, વિદ્યા, હૃદેમાં.**

**પાઠ ૧૭.**

પોળોમાં=શેરીમાં; ફળીઆમાં, મહોલ્લામાં.

રખડતાં=ધણી વગરનાં.

હડે હડે કરે છે=કાઢી મૂકે છે.

દેખાવડાં=શોભિતાં.

વફાદાર=નિમકહલાલ; ધણીની સેવા બજાવનાર.

જોખમમાં=નુકસાનમાં; આફતમાં

ખાડાખૈયા=ખાડાટેકરા.

અટકતું=થોભતું; ઊભું રહેતું.

ચેતતો=સમજતો.

સાચવીને=સંભાળીને; જાળવીને.

ચતુર=ડાહ્યું; શાણું; સમજુ.

ચોકી=તપાસ; દેખરેખ; સંભાળ.

ધારીને=તાકીને; બરાબર ધ્યાન દઇને.

સંકોચાઇ=સંકડાઇ.

ચીબાં=ચપટાં; બેઠેલાં.

અણીદાર=અણીવાળા.

અક્કડ=ટટાર.

લબડતા=ઝુલતા; લટકતા.

મદદ=આશરો; આધાર.

ચંચળ=ચાલાક.
ગંધ=વાસ.
જડબાં=ડાચાં.
લટકતી=લબડતી
લાળ=ચીકણું થુંક.
મોં વાટે=મોંને રસ્તે.

**સવાલ**-રખડતાં અને પાળેલાં કુતરાના દેખાવમાં શો ફેર હોય છે? આ પાઠમાં આવેલા વફાદાર ને ચતુર કુતરાની વાત કહો. કુતરાના શરીરનું વર્ણન કરો. કુતરાના કયા કયા ભાગ ચંચળ હોય છે? આપણો પરસેવો શરીર વાટે નીકળે કે કુતરાનો પરસેવો કયે વાટે નીકળે છે? કુતરા શું શું કામ કરે છે? કુતરો કેવું પ્રાણી કહેવાય? જ. શિકારી.

**બોધ**-કુતરાની પેઠે આપણે માબાપ ગુરુ શેઠ અને રાજા તરફ વફાદાર રહેવું જોઇએ.

## ગંદા, ખાડાખૈયા, અટકતું, ચેતતો, તપાસ્યાં, ટૂંકા, અકકડ, લબડતા, દૂરથી, ગંધ, જડબાં.

### પાઠ ૧૮.

ન્યાય=ઇનસાફ.
ન્યાયી=ઇનસાફી
મલાવ=એ નામનું મીનળદેવીએ બંધાવેલું ધોળકામાં તળાવ છે
મહાપ્રતાપી=ઘણી શક્તિવાળો; ઘણો શૂરવીર
ઉદાર=મોટા મનનો; સખી
સિદ્ધપુર=એ સરસ્વતીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે.
રૂદ્રમાળ=મહાદેવનું દહેરૂં.
શાણી=ડાહી: સમજુ.
મોટા મનની=ઉદાર; સખી.
કેળવવાનો બોજો=ભણાવવાનું કામ.
શિર=માથે.
મનમાનતી=મન ખુશ થાય એટલી.
રકમ=રૂપીઆ; ચીજ.
રાજપુરુષો=રાજકારભારીઓ.
નિશ્ચય=પાકો ઠરાવ; નિર્ણય.
ડગી=ખસી; ફરી.
સલાહકારો=સલાહ આપનારા.
સલાહ=અભિપ્રાય; વિચાર.

જોરજુલમથી=બળાત્કારે; મરજી વિરૂદ્ધ
ખાનગી=પોતાની.
ગેરઇનસાફ=અન્યાય.
બેડોળ=ઘાટ વગરનો; કદરૂપો.
શોખ=ઇચ્છા; મરજી.
ખાતર=માટે.
અન્યાય=ગેરઇનસાફ.
શાબાશ=ધન્ય.
નિર્મળ=પવિત્ર; તરફદારી વગરનો.
કહેવત=કહેતી.

**સવાલ**—'ન્યાય એવો હોય તો મલાવ જુઓ' એ કહેવત પર શાથી પડી? સિદ્ધપુર કઇ નદી પર આવેલું છે? એનું જુનું નામ શું? રૂદ્રમાળ એટલે શું એ કોણે બંધાવ્યો ને કોણે પુરો કર્યો? સિદ્ધપુર નામ પડવાનું કારણ શું? સિદ્ધપુર શાને માટે પ્રખ્યાત છે? સિદ્ધરાજના બાપ અને માનું નામ કહો. મીનળદેવી દયાળુ તે ન્યાયી હતાં તે તમે શા પરથી કહી શકો છો?

**સાર**—આપણી પાસે સત્તા હોય તોપણ સત્તાનો ખોટો ઉપયોગ કરવો નહિ.

**ન્યાય, સિદ્ધરાજ જયસિંહ, મહાપ્રતાપી, સિદ્ધપુર, જાત્રાનું, સરસ્વતીને, કિનારે, શ્રીસ્થળ, રૂદ્રમાળ, મીનળદેવી, શિર, ધોળકામાં, માલિક, પુરુષો, નિશ્ચયથી, મિલ્કત, ગેરઇનસાફ, નિર્મળ.**

પાઠ ૧૯.

ખાધે પીધે સુખી=સાધારણ સારી સ્થિતિમાં.
બચરવાળ=છોકરાં છૈયાંવાળાં.
હમેશ=હરરોજ; નિત્ય.
છાયા=પડછાયો; છાંયો.
સુગંધ=સારી વાસ.
કેટલાક=કોઇ કોઇ.
ધૂણી=ધુમાડો.
મથાળે=ઉપલે ભાગે.
ખુશબોદાર=સુગંધીવાળા.
બારમાસી=બારે માસ ઉગે એવો છોડ

**સવાલ**— તમે જોયાં હોય તે ઝાડનાં નામ દો. લીમડો, બોરસલી, આમલી, આંબો ને કેળ શું કામમાં આવે છે? લીમડાનાં પાંદડાંનો ઉપયોગ કહો. લીમડાનાં ઝાડ કેટલી તરેહનાં થાય છે ને તે કયા કયા? ફૂલઝાડ ગણાવો.

**તુલશીદાસ, ઈંદુ, મણિધર, કુસુમ, ધૂણી, જાસુસનું, મથાળે, ખુશબોદાર, ઉનાળામાં.**

**પાઠ ૨૦.**

સોબત=સંગત; દોસ્તી.
અસર=લાગણી; ફળ; પાસ
જેવી સોબત તેવી અસર=જેવી દોસ્તી હોય તેવો તે થાય.
નીચનો=હલકાનો; નઠારાનો.
સંગ=સોબત; દોસ્તી.
બુદ્ધિ=અક્કલ; સમજ.
ગુણ=સારા લક્ષણ.
ગુમાવે=ખુએ
ભાખા=ભાષા; બોલી.
ભાખે=બોલે; કહે.
રીત=ચાલચલગત; વર્તણુક.
ઉંચ જણ=સારા માણસ.
સંગત=સોબત.
કદાપિ=કોઇ વખત.
કોઇ=કોઈ.
દન=દિવસ.
કોક દન=કોઇ પણ દિવસ.

**સમજુતી**—હલકા માણસની સોબત કરવાથી નઠારી બુદ્ધિ આવે છે, હલકા માણસની સોબત કરવાથી સઘળા સારા ગુણો ખુએ છે, હલકા માણસની સોબત કરવાથી નઠારી બોલી બોલે છે, હલકા માણસની સોબત કરવાથી હલકીજ ચાલચલગત રાખે છે, હલકો માણસ હલકાં કામ કરે છે, તેથી તે હલકો કહેવાય; પણ સારો માણસ કહેવાય નહિ. સામળ કવિ કહે છે કે હલકાની સોબત કોઇ વખતે કોઈ પણ દિવસ કરવી નહિ.

**બોધ**—નઠારાની સોબત કરવી નહિ, પણ સારાની સોબત કરો.

## બુદ્ધિ, સંગત, કદાપિ, સામળભટ્ટ.

### પાઠ ૨૧.

ધર્મબુદ્ધિ } માણસનાં નામ છે.
પાપબુદ્ધિ }

દાનત=વિચાર.

બુરી=નઠારી; ખરાબ.

ફોસલાવીને=ખોટું સમજાવીને; પટાવીને.

પુષ્કળ=ઘણો.

દગો=કપટ; છળ.

પચાવી પડીશ=લઇ લઇશ.

ધારી=વિચારી; સમજી.

પરદેશ=બીજો દેશ; પારકો દેશ.

મુસાફરી=દેશ દેશ ફરવું તે.

ચતુરાઇ=ડહાપણ.

સ્વદેશ=પોતાનો દેશ.

વાણીના=બોલના.

ફંદ=લુચ્ચાઇ; કાવતરૂં.

ફસાયો=સપડાયો.

ફોલી ખાશે=સમજાવી પટાવી લઇ લેશે.

હૃદય=અંતઃકરણ; મન; દિલ.

લુચ્ચાઇ=કપટ; છેતરપંડી.

માન્યું=કબુલ કર્યું.

**ધર્મબુદ્ધિ, પાપબુદ્ધિ, દાનતનો, પુષ્કળ, ચતુરાઈ, સ્વદેશમાં, ફંદમાં, હૃદય, લુચ્ચાઈ.**

### પાઠ ૨૨.

ધન=પૈસો.

ખાલી=પૈસા વગરનો.

દોષ=ગુનો; વાંક.

ઢોળી પાડ્યો=માથે નાખ્યો.

ધર્મબુદ્ધિને માથે દોષ ઢોળી પાડ્યો=ધર્મબુદ્ધિના પર તહોમત મૂક્યું.

સરકાર=રાજા.

વનદેવી=વનની દેવી.

સાક્ષી=સાહેદ; નજરે જોનાર.

શમી=સમડાનું ઝાડ.

બખોલ=પોલાણ.

ન્યાયાધીશ=ઇનસાફ કરનાર અમલદાર

શિક્ષા=સજા.

મારે માથે પાપ કોણ ઓરાઢે છે=મને કોણ પાપી ઠરાવે છે.

જુઠાણું=જુઠ.
જાહેર=જાણીતું.
ઘટતી=લાયક; જોઇએ તેવી.
ખાડો ખોદે તે પડે=બીજાને નાખવા માટે ખાડો ખોદે, તો તેમાં તે પોતેજ પડે. મતલબ કે બીજાને નુકસાન કરી પોતાનું ભલું કરવા ધારે તો તેને પોતાનેજ નુકસાન થાય.

**સવાલ**—ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિની વાત કહો.

**સાર**—'ખાડો ખોદે તે પડે.' 'વાવે તેવું લણે. કરે તેવું પામે'

## દોષ, ઢોળી પાડયો, ફરિયાદ, સાક્ષી, ન્યાયાધીશ, શિક્ષા, ઓરાઢે, જુઠાણું.

### પાઠ ૨૩.

દશેરા=આસો સુદ ૧૦.
સવારી=સરઘસ.
તહેવાર=પર્વ; આનંદનો દિવસ.
દબદબાભરેલી=ભપકાવાળી.
ઠામ ઠામ=જુદે જુદે ઠેકાણેથી.
રાજમહેલ=રાજાને રહેવાનું મકાન
મોખરે=સૌથી આગળ
લશ્કર=સેના; ફોજ
તોપ=પૈડાંવાળી મોટી બંદુક.
ખાસાપાગા=જરૂરને વખતે કામમાં લેવાની ઘોડે સવાર ટુકડી.
શરણાઈ=પીપી.
ઝરીનો=કસબનો.
વાવટો=ધજા.
હજુરાત પાગા=મહારાજાની તહેનાતમાં રહેનાર ઘોડે સવાર ટુકડી
સિલેદાર=સરદાર વર્ગના માણસો.
મુખ્ય અમલદારો=ખાતાના ઉપરી અધિકારીઓ
અંબાડી=હાથી ઉપર બેસવાની બેઠક; હોદો.
પાયદળ=પગે ચાલનાર.
દિલ્હીનો વાવટો=દિલ્હી દરબાર વખતે લઇ ગયેલા તે વાવટો
અંગરક્ષણ=મહારાજાનું રક્ષણ કરનાર માણસો
રેસિડંટ=મોટા દેશી રાજ્યમાં અંગ્રેજ સરકારનો રહેનાર એલચી.
સત્તા=હકુમત; અમલ.

ખ્યાલ=વિચર.
ગણુપતિ ચોથ=ભાદરવા સુદ ચોથ
ઈંદુમતી=યુવરાજ પ્રતાપસિંહરાવની મોટી બેન.
સ્થાપના=પધરામણી.
ઠાઠ=ભપકો.
અનંતચોદસ=ભાદરવા સુદ ચોદસ.
ગણુપતિ=મહાદેવ ને પાર્વતીના પુત્ર
મૂર્તિ=દેવનું સ્વરૂપ; પ્રતિમા.
પાલખી=નરવાહન.
ઘેરેઘેર=દરેક ઘેર.
ઉત્સવ=ઓચ્છવ.
મંડળીઓ=માણસોનું ટોળું.

**સવાલ**—દશેરાની સવારી કયે દિવસે અને કયાંથી નીકળે છે? દશેરાની સવારીની રચના કહો. ગણુપતિની સવારી કયે દિવસે નીકળે છે? ગણુપતિની મૂર્તિને કયાં પધરાવવામાં આવે છે? ગણુપતિનો ઉત્સવ કયા લોક ઠઠથી કરે છે?

**દસેમના, પૂજે છે, ચિત્રો, શરણાઈ, વાવટો, હજુરાત, સિલેદાર, રાજકુટુંબનાં, અંબાડીમાં, દિલ્હીનો, અંગરક્ષક, શ્રીમંત, બિરાજે, દીવાન, રેસિડંટ, અંગ્રેજ, સત્તાનો, ખ્યાલ, ગણુપતિચોથે, ઈંદુમતી, અનંતચોદસે, મૂર્તિને, ઉત્સવ.**

**પાઠ ૨૪.**

ધણીનું ધાર્યું થાય=પરમેશ્વરની મરજી પ્રમાણે થાય.
ધાર્યું=ધારેલું; મરજી પ્રમાણે.
નિષ્ફળ=ફોકટ; નકામો.
મલકાય=ખુશ થાય.
નરનાથી=માણસનાથી.
નીપજે=થાય.
ધાય=દોડે; જાય.
કર્તા=પરમેશ્વર.
કરુણા=મહેર; દયા.
ધરી રહે=એમની એમ રહે.
ધારણ=વિચાર; અટકળ.
ધારણા ધરી રહે=વિચાર એમના એમ રહે; વિચાર પ્રમાણે થાય નહિ.

ભાણે=ભાણામાં.
ભાણે ભર્યાં=થાળીમાં પીરસેલાં.
આશા=ઉમેદ.
અંતરમાં=મનમાં.
અલ્પબળ=થોડા બળવાળો.
આદમી=માણસ.
ફોકટ=નકામો; મિથ્યા.
શીદ=શા માટે.
ફુલાય=ખુશ થાય.

**સમજુતી**—માણસ સમજે છે કે મેં કર્યું, એમ સમજી મનમાં ફોકટ ખુશ થાય છે. માણસેનાથી કંઇ થઇ શકતું નથી, પરમેશ્વરની મરજી પ્રમાણે થાય છે. (૧)

વાણીઆ વહાણમાં બેસીને પૈસા કમાવા માટે પરદેશ જાય છે, પણ તે પૈસા લાવે કે પોતે પાછો આવેજ નહિ પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૨)

પરમેશ્વરની મહેરબાની વગર આપણાથી કંઇ પણ કરી શકાય નહિ. આપણા વિચાર એમના એમ રહે છે. પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૩)

થાળીમાં પીરસેલાં જમણો જમ્યા વગર એમના એમ રહી જાય છે, ને મનની ઉમેદ મનમાંજ રહે છે. પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૪)

અરે થોડા બળવાળા માણસ, તું નકામો શું કરવા ફુલાય છે! દલપતરામ કવિ કહે છે, કે જગતમાં પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૫)

**સાર**—માણસનું ધારેલું કંઇ પણ થતું નથી. પણ પરમેશ્વરની મરજી પ્રમાણેજ બધું થાય છે.

**ધણીનું, ધાર્યું, મિથ્યા, વાણીઆ, કર્તાની, કરુણા, ભર્યાં, શિદ.**

### પાઠ ૨૫.

નમનતાઈ=નમ્રતા; વિનય.
[illegible]=એક દેશનું નામ છે.
શહનશાહ=મહ રાજાધિરાજ; રાજાના રાજા.
[illegible]-ઝાર રાજા.

પોષાક=પહેરવેશ.
પારખે=ઓળખે; જાણે.
ફૂંટાતો=બદલાતો.
પાસ=બાજુ; તરફ.
સત્તા=હકુમત.
દમામ=ભપકો; રોપ
અક્કડ=અભિમાની; અભિમાનથી ભરેલો.
ધરે=ચલાવે; કરે.
વિચિત્ર=નવાઈ જેવું.
સફાઈથી=રોપથી; ખંચાયા વગર.
મગરૂરીમાં=મોટાઈમાં; અભિમાનમાં
તસ્દી=મહેનત; તકલીફ.
પાયરી=દરજ્જો; ઓધ્ધો.
બેદરકારી=બેપરીકરાઈ.
ઉડાવ્યો=કાઢયો.
અચબો=નવાઈ; આશ્ચર્ય.
નાયક=સિપાઈનો ઉપરી.
હવાલદાર=નાયકનો ઉપરી,
જમાદાર=હવાલદારનો ઉપરી.
સેનાપતિ=લશ્કરનો ઉપરી.
ફિક્કું પડયું=ઉતરી ગયું; ઝંખવાઈ ગયું.
સાદે=અવાજે.
ખુદ=પોતે; જાતે.
જડ જેવો=હાલે ચાલે નહિ એવો; સ્થિર.
સજ્જડ=દિંગ; તાજુબ.
હાથે ને પગે પડી=ઘણી નમનતાઈ બતાવી.
રસ્તે પડયો=ચાલતો થયો.
ભવિષ્યમાં=આવતા વખતમાં.
ઉદ્ધત=મરજી પ્રમાણે ચાલનાર; ઉછાંછળો.
ઉશ્કેરાતો=ચીઢવાતો.
ખડી=હાજર.
આડે માર્ગે=ખોટે રસ્તે.
આખી જિંદગીમાં=મરતાં સુધી.

**સવાલ**—જમાદાર અને શહનશાહ વચ્ચે થએલી વાતચીત કહી જાઓ.

**બોધ**—કોઈપણ માણસ સાથે તોડછાઈથી બોલવું નહિ. પણ નમનતાઈથી બોલવું.

**રશિયાનો, એલેક્ઝાન્ડર, પોશાક, ફૂંટાતો, પૂછયો, વિચિત્ર, તસ્દી, હુમાઢો, ઉડાવ્યો, ફિક્કું,**

**ધ્રૂજતે, સજ્જડ, ક્ષણમાં, ભૂલ, ભવિષ્યમાં, ઉદ્ધત, ઉશ્કેરાતો, હંમેશાં, અટકાવતી, જિંદગીમાં.**

પાઠ ૨૬.

શ્રવણ=એક બ્રાહ્મણ પુત્ર.
પત્ની=સ્ત્રી; ધણીઆણી.
ઘડપણ=ઘરડાપણું; વૃદ્ધાવસ્થા.
કાવડ=બે છેડે સીકાં બાંધેલી કામડી.
ધન્ય=શાબાશ.
ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ.
સેવા=ચાકરી.
બાણ=તીર.
કમનસીબે=દૈવયોગે.
હૃદય=લોહીની ટાંકી.
દિલગીર=નાખુશ.
પણે=પેલી તરફ.
વાટ=રાહ.
સાદ=અવાજ.
પારખ્યું=જાણ્યું.
બેમાન=માન વગરના; બેગુન્હ.
છાતીફાટ=ઘણુંજ.
જીવ=પ્રાણ.
કલ્પાંત=ઘણું રડવું કકળવું તે.
અમારા જીવ=અમને જીવ જેવા વહાલા.
રત્ન=આંખ; આધાર
અફસોસ=દિલગીર.
ગભરાવો મા=અકળાશો નહિ.
શાંતિ=ધીરજ; સબુરી
ઉશ્કેરાયાં=ખીજવાયાં.
શાપ=બદદુવા.
વિજોગથી=જુદા પડવાથી.
ઝૂરી ઝૂરી=મનમાં બળી બળીને; બહુ દુઃખ પામીને.
કકળતા=બહુ દુઃખી; દુઃખથી રડતાં.
પૂર્યો=ભર્યો.

**સવાલ**—શ્રવણની વાત કહો.

**સાર**—૧. વગર વિચારે કામ કરવું નહિ. ૨. માબાપની ખરા ભાવથી સેવા કરવી.

**શ્રવણ, યજ્ઞદત્ત, બ્રાહ્મણ, સુશીલા, પત્ની, જડયું, ભડુક ભડુક, માર્યું, દશરથે, છાતીફાટ, મુડદાં,**

**માતપિતા, કલ્પાંત, રત્ન, અફસોસ, શાંતિ, ઉશ્કેરાયાં, વિજોગથી, ઝૂરી ઝૂરીને, શાપ, પૂછ્યો.**

### પાઠ ૨૭.

હોળી=ફાગણ સુદ પુનેમ; હુતાશની.
છૂટ=પરવાનગી; રજા.
નાકે=છેડે.
ચોગાન=ખુલ્લી જગો.
પ્રગટાવવામાં=સળગાવવામાં.
આંબામોર=આંબાના ફૂલ.
વધાવે=પધરાવે; નાખે.
પ્રદક્ષિણા=ફેરા.
ઢુંઢા=હોડા; હોલિકા.
રીઝવ્યા=ખુશ કર્યા.
પ્રસન્ન=ખુશ
પત કરતી=ગણકારતી; લેખવતી.
કંટાળ્યા=કાયર થયા.
વશિષ્ઠ=સપ્ત ઋષિમાંના એક; અયોધ્યાના રાજાના કુળગુરુ.
નઠારા શબ્દો=ખરાબ શબ્દો.
જાતેજ=પોતાની મેળે.

**સવાલ**—હોળી કયે દિવસે આવે છે? હોળીના દહાડામાં છોકરાઓ શું કરે છે? હોળી કઇ જગાએ સળગાવવામાં આવે છે? હોળીમાં શું શું વધાવે છે? હોળી વિષે વાત કહો.

**બોધ**—કોઇના ચીડવ્યાથી ચીડાઇ આપણી જાતને નુકસાન કરવું નહિ.

**હુતાશની, મશ્કરી, છૂટ, પ્રગટાવવામાં, નળિયેર, પ્રદક્ષિણા, પૂર્વે, ઢુંઢા, રાક્ષસી, પ્રસન્ન, કંટાળ્યા, વશિષ્ઠઋષિ, ચિડવવી, હોલિકા.**

### પાઠ ૨૮.

ફરજ=કર્તવ્ય; કરવા લાયક કામ.
દરકાર=સંભાળ; બરદાસ.
દાઝે છે=બળે છે; ફીકર કરે છે.
ત્યાગ કરી=છોડી
ચીવટ=કાળજી; ખંત.

મામે.=માનો ભાઇ.
માસી=માની બેન.
ઉપકાર=પાડ; આભાર.
વહાલ=પ્યાર; હેત.
ભલું=કલ્યાણ; સારૂં.
સિકંદર=ગ્રીસ દેશનો રાજા.
મહાબળવાન=ઘણો જોરાવર.
બાદશાહ=મુસલમાન રાજા; પાદશાહ
સ્નેહ=હેત; પ્રીતિ; પ્યાર.
શોભિતી=દેખાવડી; સુંદર.
હાથ આવતી=મળતી.
ભેટ=ઇનામ; ખુશ થઇ આપવું તે.
સ્વભાવ=ખાસીઅત; ટેવ.
વિચિત્ર=નવાઇ જેવા.
ગેરહાજરીમાં=હાજર નહિ તે વખતમાં
ખટપટ=તકરાર.
ફરી ફરી=વારંવાર; વારે ઘડીએ.
પ્રધાન=વજીર.
ઉપરા ઉપરિ=એક પછી એક.

સખ્ત=આકરા; ખોટું લાગે એવા.
ફરિયાદ=રાવ.
ચિડવાઇ=ખીજવાઇ.
ઉત્તર=જવાબ.
બસ=પુરતું; જોઇએ તેટલું.
આબાદ=ખરો; જબરો; અંતરનો.

સવાલ—બાળકની દરકાર કોણ લે છે? બાળક દુઃખ પામે છે ત્યારે કોણ દુઃખી થાય છે? બાળક માટે પોતાનું સુખ કોણ છોડી દે છે? બાળકને મારે મા સિવાય બીજા કોને કોને ફીકર હોય છે? બાળકને પહેલું ને વધારે શીખવાનું કોના તરફથી મળે છે? માના ઉપકારનો બદલો કેવી રીતે વાળશો? સિકંદરને એની માતા સંબંધની વાત કહો.

સાર—મા તરફ વહાલ રાખવું ને તે કહે તેમ કરવું.

ચીવર, સિકંદર, સ્નેહ, શોભિતી, ખટપટ, ચિડવાઇને.

## પાઠ ૨૯.

રૂડો=સારો.
માનવદેહ=માણસનો અવતાર
પ્રતાપી=બળવાન; શક્તિવાળો.
હિત=ભલું; કલ્યાણ.
કાળ=વખત; સમય.
પરોપકારી=પારકાનું ભલું કરનાર; પરગજુ.
શુભ=સારૂં.
પામો=મેળવો.
ઠરે;=નક્કી થાય.
સુકીર્તિ=સારી આબરૂ.
સ્વાદ=લહેજત; મજા.
સદૈવ=હમેશાં; સદા.
અખંડ=કાયમ; અચળ.
નિર્ભય=બીક વગરનું.
નિર્ભયનું નગારૂં વાગશે=નીડર છે એમ લોકો જાણશે.
જગતપતિ=દુનિયાનો ધણી; પરમેશ્વર
પ્રિય=વહાલું.
લોક=દુનિયા.
ઉત્તમ=સૌથી સારૂં; શ્રેષ્ઠ.
માલવિના=દમ વગરનું, કિંમત વગરનું, નકામું.
મહીપતિ=પૃથ્વીનો ધણી; રાજા.
ખપી ગયા=મરી ગયા; નાશ પામ્યા
ભૂ=પૃથ્વી; દુનિયા
ખેલ ખેલી=રમત રમી; પોતાનું કામ કરી.
વિશેષ=વધારે; ઘણું.
વર્ણન=વાત; હકીકત.
વધારૂં=વધારે કહું.
મનુષ્ય કાયા=માણસનું શરીર; માણસનો અવતાર.
કાયા=દેહ; શરીર.
મોજ=મઝા.
ઘડી=બનાવી.
ઘાટે=આકારે.
અખંડ=પુરૂં.
સ્વર્ગે=દેવલોકમાં.

**સમજુતી**-અરે આ સારો માણસનો અવતાર આવ્યો છે. તે ઘણી શક્તિવાળા પરમેશ્વર બનાવ્યો છે; માટે જો તમે તમારૂં ભલું ચાહતા હો, તો કંઇક સારૂં કામ કરો. (૧)

કદાપિ વખત નકામો ગુમાવશો નહિ, અને પરગજુ છો એવું સારૂં

નામ મેળવો, ઠગાઇ કરવાથી નામ નઠારામાં ગણાય છે, માટે કંઇક સારૂં કામ કરો. (૨)

હંમેશ સારી આબરૂની મઝા ચાખો, અને આ દુનિયામાં નામ કાયમ રાખો; તો તમે નીડર છો એમ લોકો જાણશે, માટે કંઇક સારૂં કામ કરો. (૩)

પરમેશ્વરને જે કામ વહાલું છે, તે કામ આ દુનિયામાં સારામાં સારૂં છે; બીજું બધું કામ બિચારૂં નકામું છે, માટે કંઇક સારૂં કામ કરો. (૪)

રાજાઓ પણ દુનિયા પર પોતાનું કામ કરી રાજ મૂકીને મરી ગયા; હું (દલપતરામ) શું વધારે વાત કહું, માટે કંઇક સારૂં કામ કરો. (૫)

માણસનો અવતાર મોજ ભોગવવા માટે આપ્યો નથી. માણસનો અવતાર પશુ પક્ષીના આકારનો બનાવ્યો નથી; માણસનો અવતાર દેવલોકમાં પણ પુરૂં સુખ આપનાર છે, માટે કંઇક સારૂં કામ કરો. (૬)

સાર—આ દુનિયામાં પરોપકારી કામ કરી નામ અમર કરી જવું, જેથી સ્વર્ગમાં પણ સુખ મળે.

**રૂડો, સુકીર્તિનો, સ્વાદ, સદૈવ, નિર્ભયનું, જગત્પતિ, બીજું, મહાપતિઓ, વિશેષ, વર્ણન, મનુષ્યકાયા, નથી, પશુપક્ષિઘાટે, સ્વર્ગે.**

પાઠ ૩૦.

ઇદ=ફરીથી આવનાર; મુસલમાનનો એક તહેવાર.

ફારસીમાં=ઇરાની લોકમાં

રોજ ઇદ નથી કે હલવો ખાય=હંમેશ ખુશાલી નથી કે જેથી સારૂં સારૂં ખાય.

ઝિલ્હજ=મુસલમાની વરસનો છેલ્લો મહીનો.

મક્કા=મહંમદ પેગંબર સાહેબની જન્મ ભૂમિ.

હજ=જાત્રા.

તારીખ=તિથિ; દિવસ.
ધામધૂમથી=ઠાઠમાઠથી.
ખુદાને=પરમેશ્વરને; અલ્લાને.
અર્પણ કરવા=ભેટ આપવા; ભોગ આપવા.
યાદગીરી=નામના.
કુરાન=મુસલમાનનું ધર્મપુસ્તક.
વધ કરી=કાપી નાખી.
સ્વપ્નું=ઊંઘમાં આવતા વિચાર.
અભિપ્રાય=સલાહ.
તારા અભિપ્રાય માટે તું વિચાર કર=તારે માટે મારે શું કરવું તેની તું સલાહ આપ.
આજ્ઞા=હુકમ.
કૃપા=મહેરબાની.
ધીરજવાન=દુઃખથી નહિ ડરનાર; સંકટની પરવા ન કરનાર.
ઇશ્વરની ઇચ્છાને તાબે થયા=અલ્લાની મરજી પ્રમાણે કર્યું.
સ્વપ્નને સાચું કર્યું=સ્વપ્નામાં જે વિચાર આવેલા તે પ્રમાણે કર્યું.
ધર્મનાં કામ કરનારને=પુણ્યશાળીને.
બદલો=અવેજ; સાટું.
કસોટી=પરીક્ષા.
અર્પી=અર્પણ કરી; આપી.
જમાનો=યુગ; વખત.
હઝરત=નામદાર.
પાક=પવિત્ર.
ગુંજાશ=શક્તિ; ગજું.
વિધિ=ધર્મની ક્રિયા.
ગાળે છે=ગુમાવે છે.
સખાવત=દાન.
ઇદગાહ=ઇદને દિવસે બંદગી કરવાની ખાસ જગા.
દાન=ખેરાત.
મુબારકબાદી=ફતેહની ખુશાલી; અભિનંદન.
મુબારકબાદી આપે=એક બીજાનું ભલું ઇચ્છે.
મિજલસ=આનંદ મેળવવા માટે મળેલી મંડળી.
પસાર કરે=પુરો કરે છે.

સવાલ–મુસલમાનોનો સૌથી મોટો તહેવાર કયો અને તે કયે દિવસે આવે છે? બકરી ઇદના દિવસને માટે હઝરત મુહંમદ

પેગંબર સાહેબની શી આજ્ઞા છે? મુસલમાનના મહીના ગણાવો. જ.(૧) મોહરમ. (૨) સફર. (૩) રબીઊલ. અવલ. (૪) રબીઉલ આખર (૫) જમાદીલ આખર. (૬) જમાદીલ અવલ. (૭) રજબ. (૮) સાબાન. (૯) રમઝાન. (૧૦) સવ્વાલ. (૧૧) જિલકાદ. (૧૨) ઝિલ્હજ.

**સહુથી, ઝિલ્હજ, મક્કાની, હજજનો, દસમી, ધામધૂમથી, ઈબ્રાહીમ, ઇસ્માઈલ, અર્પણ, સ્વપ્નું, કસોટી, અર્પી, વિધિ, તુર્કસ્તાનમાં, ઈદગાહમાં, બંદગી, મિજલસ, મોજમઝામાં.**

### પાઠ ૩૧.

કઠોળ=બે દાળવાળાં અનાજ.

બાવટો, કોદરા, ડાંગ, ચીણો, બંટી=ઝીણાં હલકાં અનાજ.

પોષણ=ગુજરાન; ગુજારો.

વવાય=રોપાય.

ઉત્તર હિંદુસ્તાનમાં=હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં.

પંજાબ=પંજાબી લોકનો મુલક; પાંચ નદીની વચ્ચે આવેલો પ્રદેશ.

જોડીઆ પ્રાંત=આગ્રા ને અયોધ્યાના પ્રાંત.

ખેડવી=હળથી પોચી કરવી.

ચાસ=હળ વડે પાડેલા આડા ઉભા લીસોટા.

ઓરણી કરે છે=ઓરે છે; રોપે છે,

કણુસલાં=ડુંડા; જેમાં અનાજના દાણા થાય છે એવો છોડનો ભાગ

છેડે=મથાળે.

છોતરાં=છોડાં.

**સવાલ—અનાજનાં નામ દો.** દાળ શેની શેની થાય છે? કઠોળ ગણાવો. ગરીબ લોક કયું અનાજ ખાય છે? પૈસાદાર કયું અનાજ ખાય છે? દુબળા, ચોધરા, નાયકડા, કુંકણા, ઢોડીઆ, ગામટા વગેરે લોકો કયાં અનાજ ખાય છે? ઘઉંનો પાક કયાં કયાં ઘણો થાય છે? ઘઉંના કણુસલાંને શું કહે છે? જ, ઉંબી.

## ખેપણુ, ઉત્તર હિંદુસ્તાન, કણુસલાં.

### પાઠ ૩૨.

ડાંગર=ભાત; ચોખાનો છોડ.

બંગાળા=બંગાળીઓનો મુલક.

બિહાર=બંગાળાની પશ્ચિમનો મુલક.

બ્રહ્મદેશ=હિંદુસ્તાની પશ્ચિમનો મુલક.

મદ્રાસ=હિંદુસ્તાનની છેક દક્ષિણનો મુલક.

દક્ષિણ=મુંબઇ ઇલાકાની દક્ષિણનો મુલક; દકખણુ.

ધરૂ=કુમળા છોડ; તરૂ.

ક્યારા=પાણી ભરાયલા નાના ખાડા.

ક્યારડા=ક્યારા.

ઘુંટણુપૂર=ઘુંટણુ જેટલા.

સાંઠા=છોડ.

દાતરડું=અનાજ ઘાસ વગેરે કાપવાનું વાંકું હથિયાર.

**સવાલ**—ડાંગર ક્યાં ક્યાં ઘણી થાય છે? ધરૂ એટલે શું? ઓછા વરસાદવાળી જગામાં ડાંગર થતી નથી તેનું કારણ શું? કણુસલામાંથી ડાંગર કેવી રીતે છુટી પાડે છે?

**સાર**—બાજરીઆમાં બાજરી; કણુસલામાં જુવાર; ઉંબીમાં ઘઉં, ડાંગર ને જવ; તલસરામાં તલ; શિંગમાં કઠોળ; અને પોપટામાં ચણા થાય છે.

## બિહાર, બ્રહ્મદેશ, મદ્રાસ, દક્ષિણમાં, ઘુંટણુપૂર, સાઠાં, દાંતરડા.

### પાઠ ૩૩.

પાણી પહેલી ચણીએ પાળ=પાણી આવતાં પહેલાં પાળ બાંધીએ. મતલબ કે કામ કરતાં પહેલાં વિચાર કરીએ.

વિરામ=વિસામો; શાંતિ.

વિરામ કરી રહીએ=નિરાંતે ઉંઘીએ.

સાલે=થાય.

અંતરમાં=મનમાં

સાલ=દુઃખ.

લ્હાય=આગ.

સદા=દરરોજ; નિત્ય.

પ્રથમ=પહેલાં; અગાઉ.
સંભાળ=તપાસ; તજવીજ.
રજની=રાત.
રજનીને અંત=પાછલી રાતે; મળસ્કે
અત્યંત=ઘણીજ.
શાલ=ઊનનું કીમતી લુગડું.
આથડે=ભટકે.
તાલ=ઠેકાણું; જોગ.
રગરગમાં=નસેનસમાં.
રૂંધાણો=ભરાયો; ભેગો થયો.
ઓસડ સંજોગ=ઓસડ કરવાથી.
સંજોગ=મેળાપ.
નિકાલ=તોડ; નિર્ણય.

**સમજુતી**—દિવસે એવું કામ કરવું, કે જેથી મનમાં દુઃખ થાય નહિ અને રાતે નિરાંતે ઉંઘીએ, માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૧)

જ્યારે ઘરમાં આગ લાગી હોય, ત્યારે કુવો ખોદય નહિ, મતલબ કે કુવો ખોદી પાણી કાઢી તે પાણીથી આગ હોલવી શકાય નહિ, હંમેશ પહેલાંથીજ તજવીજ રાખીએ, કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૨)

શિઆળામાં પાછલી રાતે તો ટાઢ ઘણી પડે, તેજ વખત શાલ વણવા બેસીએ તો શાલ વણાય તે કામમાં આવે નહિ. માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૩)

ઉનાળામાં વનમાં ભટકીએ, અને પછી ત્યાં ખરો તડકો પડે, તે વખતે ત્યાં છત્રીનું ઠેકાણું હોય નહિ. માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૪)

નસેનસમાં રોગ ભરાયો, તે તો ઓસડ કરવાથી જાય નહિ, તો તે આગળથીજ તોડ (ઉપાય) કરીએ તો મટે; માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૫)

**વિરામ, ચણીએ, અત્યંત, રૂંધાણો, સંજોગ, નિકાલ.**

## પાઠ ૩૪.

ચાકર=સેવક.
નફર=વેચાતો લીધેલો ચાકર; ગુલામ
ખિજમત=સેવા; ચાકરી.
ખડા=હાજર.
વૈભવ=સુખનાં સાધન.
નીરોગ=રોગ વગરનું.
તબીએત=શરીર.
રુચતું=ગમતું; પસંદ પડતું.
દરજ્જે=ભાગે.
સંચો=સાંચો; યંત્ર.
વખતસર=વખત પ્રમાણે.
ઘસારો=ઘસાવાથી પડેલી ખોટ
ટકે છે=ચાલે છે; નભે છે.
ગ્યગ્ય=જોઇએ તેટલી.
નડતો=હેરાન કરતો.
નીમ=નિયમ; ધારો.
હજમ કરવા=પચાવવા.
તાજી=ચોકખી; ખુલ્લી.
સ્વચ્છ=ચોકખું.
સ્વચ્છતા=ચોકખાઇ.
નિયમસર=નિયમ પ્રમાણે.
પચાવી=જેરવી.
લહેજત=મજા.
રુચિ=ભાવ; ભૂખ.
પેટ સાફ આવે=ઝાડો ખુલાસે થાય.
એકંદર=બધી રીતે.

**બોધ**—(૧) વખતસર શક્તિ પ્રમાણે કામ કરવું. (૨) જોઇએ તેટલી કસરત કરવી. (૩) જોઇએ તેટલો આરામ લેવો. (૪) ખાવા પીવામાં નિયમ રાખવો. (૫) તાજી હવામાં દરરોજ ફરવા જવું. (૬) શરીરને કપડાં સ્વચ્છ રાખવાં. (૭) ઘરમાં ને ઘરની આસપાસ ચોકખાઇ રાખવી. (૮) રાતે દશ વાગે સૂઇ સવારે છ વાગે ઉઠવું.

**સાર**–દુનિયામાં મોટામાં મોટાં ચાર સુખ છે, તેમાં શરીરનું સુખ સૌથી મોટું છે.

પહેલું સુખ તે જાતે નર્યા,
બીજું સુખ તે ઘેર દીકરા;
ત્રીજું સુખ સુકુળની નાર,
ચોથું સુખ કોઠીએ જાર.

**ખિજમત, નીરોગી, દરજ્જે, ઘસારો, સ્વચ્છતા.**

### પાઠ ૩૫.

પતેતી=પારસીની દિવાળી; પસ્તાવામાં પડેલો.
ફરવરદીન=પારસી વરસનો પહેલો મહીનો.
પંથ=ધર્મના ફાંટા.
કબીસો=૧૨૦ વરસે એક મહીનો વધારે ગણવો તે.
ઝરથુસ્ત ધર્મ=પારસીઓનો ધર્મ.
ખોરાસાન=ઇરાનની વાયવ્ય ખુણામાં શહેર છે તે.
રિવાજ=ધારો.
છૂટકારો=છુટ્ટી; નિકાલ; છૂટકો.
અહુરમઝદ=પારસીઓએ માનેલા પરમેશ્વર.
પ્રાર્થના=સ્તુતિ કરી કંઇ માગવું તે.
ઉજમાળો=આનંદનો; સારો.
અગાધ=પાર વગરની; મપાય નહિ એટલી બધી.
સ્તુતિ=વખાણ.
ક્ષમા=માફી.
આતશબહેરામ=અગિઆરી; પારસીઓનું દેવળ.
વાએજ=ઉપદેશ; બોધ.
અધ્યારૂ=પારસીના ગોર.
પ્રભુ પ્રાર્થના=પરમેશ્વરની બંદગી.
ગાળે છે=કાઢે છે; ગુમાવે છે.

**સવાલ**—પારસી વરસના છેલા દિવસને શું કહે છે? પારસીમાં કેટલા પંથ છે ને તે કયા કયા? કદમી કરતાં શહનશાહીનું વરસ એક મહીનો મોડું આવવાનું કારણ શું? પતેતીનો અર્થ શો? બેસતા વરસને દહાડે પારસીઓ શું કરે છે?

**પતેતી, ફેરવરદીન, શાહનશાહી, ઝરથુસ્તધર્મમાં, રિવાજ, છૂટકારો, અહુરમઝદ, શરૂઆતમાં, શક્તિની, સ્તુતિ, આતશબહેરામમાં, ખુશાલીમાં, પ્રભુપ્રાર્થનામાં.**

### પાઠ ૩૬.

વેર=અદાવત; દુશ્મનાઇ.
પ્રાણિમાત્ર=તમામ પ્રાણી.
આક્રમ ખોઇ બેસે છે=ભાન ગુમાવે છે

બહાદુરીનું=શુરાતનનું
વેર વાળું=વેર લઉં
યુક્તિ=તદબીર; ઉપાય
સ્વભાવથી=ખાસીઅતથી;
વેરી=દુશ્મન; શત્રુ.
દુશ્મનને=વેરીને
શરણે=તાબે.
દર=બાકું; કીડી, મંકોડા, ઉંદર વગેરેનાં ઘર.
ભક્ષણ કર=ખાઇ જા.
એકાદ=એક પણ; આશરે એક.
મદદ=સહાય; આસરો.
નિરાંતે=નચિંતે

**સમજુતી**—દુઃખ આપનાર કાંટો જેમ કાંટાથીજ કાઢીએ છીએ, તેમ દુઃખ આપનાર શત્રુને શત્રુથીજ મારીએ.

## ગંગદત્ત, પ્રિયદર્શન, પ્રાણિમાત્ર, અક્કલ, વિચાર્યું, અનુકુળ, ભક્ષણ, દેડકો, નિરાંતે.

### પાઠ ૩૯.

ખૂટ્યું=ઘટ્યું; ઓછું થયું.
પત્ની=સ્ત્રી; ધણીઆણી.
ભોજન=ખાવાનું; ખોરાક
વારે=વખત.
ફોસલાવી=ખોટું સમજાવી; પટાવી.
બહાને=નામે.
સંદેશો=કહેણ.
ઉત્તર=જવાબ.
ભુખાળ=ભૂખ્યો થએલો
ક્રૂરતા=નિર્દયતા; ઘાતકીપણું
ગ્રહે છે=પકડે છે,
ક્રૂરતા ગ્રહે છે=નિર્દય બને છે.
સર્પ=સાપ
કૂપમાં=કુવામાં

**સમજુતી**—ભુખ્યાંને પાપ કરવાનું ઘણું મન થાય છે, પૈસા જતાં માણસ ઘણો નિર્દય બને છે; માટે હે બેન, તું જા ને જઇને સાપને કહે કે હું કુવામાં ફરીથી આવનાર નથી.

**સવાલ**—ગંગદત્ત ને પ્રિયદર્શનની વાત કહો.

**સાર**—જીવ અને પૈસાના બચાવ માટે દુશ્મનને તાબે થઇએ તો તે દુશ્મનજ આપણા જીવ અને પૈસાનો ભક્ષ કરે છે.

## ખૂટ્યું, પત્નીને, સંદેશો, સૂઝે, ક્રૂરતા, કૂપમાં.

### પાઠ ૩૮.

દેખાદેખી=એક બીજાનું જોઇને.
વણુ સમજ્યે=સમજ્યા વગર.
વ્યર્થ=નકામો; ફોકટ.
અર્થ=સાર; મતલબ.
ઇશ્વરદત્તક=ઇશ્વરે આપેલા
જળ પરે=પાણી ઉપર
કાષ્ટયકીજ=લાકડાથી.
કારજ=કામ; કાર્ય.
બગાડ=નુકસાન; હાનિ.
કુહાડ=કુહાડો.
તમામ=બધો.
તક=વખત; દાવ; લાગ.
શક્તિ=ગુંજાશ; ગજું.
લાંબા સાથે ટુંકો જાય=મોટાની બરાબરી નાનો કરવા જાય.
જોગ=શ્વાસને રોકીને મનને એકલા ઇશ્વરમાં પરોવવું તે.
સાધે=સાધના કરે.
પંડ પડે=શરીર પડે; મરે.
વાધે=વધે.
લાણું=લગ્ન જેવા સારા પ્રસંગે કંઇ વહેંચવું તે.

ફુલણજી=વખાણથી રાજી થઇ ખરચ કરનાર.
ફુલાય=ખુશ થાય.
દુખે મરે=દુઃખી થાય.
દામ=પૈસા.
દોરે=દોરડા પર
નટ=નાચનાર; દોરડાપર કસરત કરનાર.
જમને ધામ જાય=જમને ઘેર જાય એટલે મરે.
ધામ=ઠેકાણું; ઘર.
સમજી લો=ધ્યાનમાં લો.
સાર=સારી.
કોટિકવાર=કરોડ વખત
દાખે=બતાવે; કહે.
મુખથી=મોઢેથી.
દલપતરામ=કવિનું નામ છે. એ વઢવાણના રહીશ હતા.

**સમજુતી**—સમજ્યા વગર બીજાનું જોઇને કરવું તે નકામું છે; વગર ભણેલો સીસોટા કાઢે છે તેમાં પણ કંઇ સાર નથી. (૧)

ઇશ્વરના આપેલા ગુણ વગર દેખાદેખી થાય નહિ; જુઓ કે પાણી ઉપર સોનું તરી શકતું નથી, પણ લાકડું તરી શકે છે. (૨)

જેનું જે કામ હોય તેનેજ કરે. પણ તે કામ બીજો કરે તો નુકસાન કરે. જેમકે કુહાડીથી તાળું ઉઘાડી શકાતું નથી, પણ કુહાડી તો કકડાજ કરે. કારણ કે તાળું ઉઘાડવાનું કામ કુહાડીનું નથી. (૩)

લાંબા સાથે ટુંકો જાય તો તે મરી જાય નહિ, પણ માંદો તો થાયજ; તેટલા માટે બધી વખત આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૪)

બીજાનું જોઇ જે યોગની સાધના કરે તો તે મરે અથવા તો તેમનામાં રોગ વધે; ત્યારે તમામ લોક બેવકુફમાં ગણે, માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું.(૫)

પૈસાદાર ઘણાં લહાણાં વહેંચે, તેનું જોઇ કુલણજી પૈસા ખરચી ખુશ થાય, અને પછી દુઃખી થાય, માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૬)

નટ લોક દોરડા પર નાચે છે ને ફરે છે, તેનું જોઇ જો બીજો માણસ એવું કરે; તો તે નક્કી મરણ પામે. માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૭)

દલપતરામ કવિ મોઢેથી કહે છે, કે હું કરોડવાર સાચું કહું છું કે આ સારી શિખામણો ધ્યાનમાં રાખીને આપણી શકિતનો વિચાર કરી કામ કરવું. (૮)

**વ્યર્થ, અર્થ, ઇશ્વરદત્ત, કાષ્ઠ, મૂર્ખમાં.**

## પાઠ ૩૯.

શ્રીકૃષ્ણ=વિષ્ણુનો આઠમો અવતાર; વસુદેવ ને દેવકીના પુત્ર; ભગવાન.

બાળપણ=નાનપણ.

શ્રાવણ વદ આઠેમ=ગોકળ આઠેમ; જન્માષ્ટમી.

ઓચ્છવ=આનંદનો દિવસ; ઉત્સવ.
ભજન=ગુણગાન.
મથુરા=જમના નદીને કાંઠે શહેર છે
ઘાતકી=દયા વગરનો; નિર્દય.
કંસ=મથુરાનો રાજા; ઉગ્રસેનનો પુત્ર; શ્રી કૃષ્ણનો મામો; દેવકીનો ભાઇ.
ઉગ્રસેન=દેવકી ને કંસના પિતા.
દેવકી=શ્રી કૃષ્ણની મા; વસુદેવની સ્ત્રી; કંસની બેન; ઉગ્રસેનની પુત્રી.
ખબર=જાણ.
મધરાતે=રાતે બાર વાગે.
ગોકુળ=મથુરા પાસે ગામ છે.
ચોકીદારો=પહેરેગીરો.
કન્યા=છોકરી; પુત્રી
શરમાઇ=લજવાઇ.
ખોળામાં=ગોદમાં.
ઉમળકાથી=ઉમંગથી; હોંસથી.
પાતાળ=પૃથ્વીની નીચેનો ભાગ.
અચંબો=નવાઇ; આશ્ચર્ય.
ગોવાળ=ગાયો ચરાવનાર.
મમતા=માયા; હેત.
મસ્તી=તોફાન.
પજવતા=હેરાન કરતા.
ગોરસાં=દહિંનાં માટલાં
રાવ=ફરિયાદ
ઉખળું=સાંબેલું; મુસળું
પુતના=એ રાક્ષસ સ્ત્રીનું નામ છે.
વેશે=દેખાવથી.
ડોળા ચઢી ગયા=આંખો બહાર નીકળી પડી.

સવાલ—શ્રી કૃષ્ણનો જન્મ કોને ત્યાં, કયારે ને કયે દિવસે થયો હતો? શ્રી કૃષ્ણની મા, બાપ, ભાઇ, મામા અને દાદાનું નામ શું? વસુદેવ ને દેવકીને કેદ કરવાનું કારણ શું? કૃષ્ણને બચાવવા વસુદેવે શું કર્યું? કંસ કોને પત્થર સાથે અફાળવા ગયો અને ત્યારે તેણે શું અવાજ સાંભળ્યો? શ્રી કૃષ્ણની બાળલીલા કહો. પુતનાનો શ્રી કૃષ્ણે કેવી રીતે જીવ લીધો?

**શ્રીકૃષ્ણનું, ઓચ્છવ, મંદિરોમાં, દર્શન, જન્મ્યા, ઘાતકી, ઉગ્રસેનને, જસોદાને, સૂતેલી, પૃથ્વી, મસ્તી, ગોરસાં, ઊખળે, અફાળ્યું, પૂતનાને, વેશે.**

## પાઠ ૪૦.

ગોળીવાઆ=ગોવાળ.
વાંસળી=બંસી
મોહ પમાડતા=મન હરી લેતા.
મીઠો=મધુર.
દાણ=જકાત.
બહાને=નામે
કળ=ચેન; સુખ.
ભાળે=જુએ.
પૂઠે=પાછળ.
બ્હેલડું=બેડું; ગાગર ને ઘડો.
સખી=બેનપણી; સહીઅર.
મોહન=મનને હરી લેનાર; શ્રી કૃષ્ણ.
કાલું કાલું=મીઠું મીઠું.
કદમ=એક જાતનું ઝાડ.
ગભરાશો મા=ગભરાશો નહિ.
ભુસકો=કુદકો.
ચકિત થઇ=અચંબો પામી.
સ્વામી=ધણી; કાળિનાગ.
લેખવી=પત કરી; ગણકારી.
ઇંદ્ર=સ્વર્ગનો રાજા.
ગોવર્ધન=એ નામનો ગોકુળમાં પર્વત છે.
મુસળધાર=ઝાડી ધારમાં પડતો.
ટચલી=છેક નાની.
યજ્ઞ=હોમ
મલ્લ=કુસ્તીબાજ.
પ્રાણ લીધા=જીવ લીધો; મારીનાખ્યો

**સમજુતી**—હું શું જાણું કે વહાલે એટલે શ્રીકૃષ્ણે મારામાં શું દીઠું. વારંવાર મારા સામું જુએ છે, ત્યારે તેનું મોં મીઠું લાગે છે એટલે શ્રીકૃષ્ણ પર હેત આવે છે. હું શું જાણું કે વહાલે મારામાં શું દીઠું. (૧)

હું પાણી ભરવા જાઉં તો ત્યાં મારી પાછળ આવે, અને (શ્રીકૃષ્ણ) વગર કહે બેડું ચડાવે છે. હું શું............(૨)

જુડાને હું કેવી રીતે પકડું, જુઓને સખી જુડાને કેવી રીતે પકડું. હું શું.........(૩)

હે સખી, જુઓને મોહનનાં (શ્રીકૃષ્ણનાં) બોલ મીઠાં લાગે છે. એ કેવું કાલું કાલું બોલે છે. જુઓને સખી જુડાને હું કેવી રીતે પકડું. (૪)

**સવાલ**—કાલિનાગને શા માટે હરાવ્યો! ઉંહે પુષ્પનો વરસાદ શા માટે વરસાવ્યો? એ દુઃખમાંથી શ્રીકૃષ્ણે કેવી રીતે ગોવાળોને બચાવ કર્યો? કંસનો જીવ શ્રી કૃષ્ણે કેવી રીતે લીધો?

**સાર**—જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે પાપીઓનો નાશ કરવા અને સાધુઓનો બચાવ કરવા ભગવાન અવતાર લે છે. તે પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાને અવતાર લીધો હતો.

**ફૂલ, ઉંડાણમાં, ભુસકો, ચકિત, સ્વામી, ઈંદ્રને, પૂજતા, ગોવર્ધન, મુસળધાર, યજ્ઞ, કુસ્તી, મલ્લોને, ચોટલી.**

### પાઠ ૪૧.

ભૃગુકચ્છ=ભૃગુ ઋષિનું રહેવાનું સ્થાન; ભરૂચ.

કચ્છ=આસપાસ પાણીવાળો પ્રદેશ.

પ્રદેશ=મોટો દેશ.

માઇલ=પોણો ગાઉ.

પનો=પહોળાઇ.

પાઘડીપના=પાઘડી લાંબી વધારે ને પહોળાઇ ઓછી હોય તે પ્રમાણે લાંબું ઘણું ને પહોળું ઓછું.

પટ=પહોળાઇ.

ચકલો=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા.

પ્રસિદ્ધ=જાણીતું; નામાંચુ.

કચેરીઓ=ઓફિસો

હાઇસ્કુલ=અંગ્રેજી ભણાવનારી મોટી નિશાળ.

લાયબ્રેરી=ન્યુસપેપર ને વાંચવાના પુસ્તકો રાખવાનું ઠેકાણું.

ઇસ્પિતાલ=દવાખાનું.

સુધરાઇ ખાતું=મ્યુનિસિપાલ ખાતું; શહેરની સ્વચ્છતા રાખવાનું ખાતું.

બંદીખાનું=જેલ; તુરંગ

કોઠી=જથાબંધ માલ ભરવાનું ઠેકાણું; વખાર

ફુરજો=નદીકે દરીઆ માર્ગે આવતા માલ પર જગાત લેવાનું ઠેકાણું.

દશાશ્વમેધ=દસવાર અશ્વમેધ કરેલી જગા.
તથ=મુખ્ય ઠેકાણું.
ફિરંગી=પોર્ટુગીઝ; પોર્ટુગલના રહેવાસી ( એમનું રાજ હાલ દીવ, દમણ ને ગોવામાં છે )
વલંદા=ડચ; હોલાંડના રહેવાસી.
મસ્જિદ=મુસલમાનોને નિમાજ પઢવાનું ઠેકાણું.
ભાર્ગવ=ભૃગુ ઋષિના વંશના.
બ્રહ્મક્ષત્રી=ક્ષત્રીની એક જાત.
ઔરંગઝેબ=મોગલ વંશનો રાજા.
સુખાબાદ=સુખથી ભરેલું.
વણાટકામ=વણવાનું કામ.
ગળી=ઘેરો આસમાની રંગ.
જિલ્લો=ઘણા તાલુકા મળીને થએલો ભાગ.
પેદાશ=નીપજ; પાક.

| | |
|---|---|
| શુકલતીર્થ<br>તવરા<br>ભાડભૂત | નર્મદાને કાંઠે જાત્રાનાં સ્થળ છે |

શુકલ=ધોળું.
ચાણક્ય=ચંદ્રગુપ્તનો પ્રધાન.
ચંદ્રગુપ્ત=મગધનો રાજા.
અધિક માસ=વધારાનો મહીનો.
પ્રસંગ=વખત.
શ્રાવક=જૈન ધર્મ માનનાર.

**સવાલ**—નર્મદા નદીને કાંઠે કયાં કયાં પ્રખ્યાત સ્થળો આવેલાં છે? ભરૂચ નામ શા પરથી પડયું? ભરૂચની લંબાઇ કહો. ભરૂચનો કોટ કોણે ને કયા સનમાં બંધાવ્યો? ભરૂચમાં જોવા લાયક જગાઓ કઇ કઇ છે? ઔરંગઝેબે ભરૂચને કયું નામ આપ્યું હતું? ભરૂચનું શું વખણાય છે? ભરૂચ જિલ્લો કયા પાકને માટે પ્રખ્યાત છે? ભરૂચ જિલ્લાના તાલુકા ગણાવો. શુકલતીર્થ, તવરા, ભાડભૂત અને કાવી કઇ નદી પર છે, ને શાને માટે પ્રખ્યાત છે? કાવીમાં કયા બે મંદિરો છે?

**નર્મદા, ભૃગુકચ્છ, પ્રદેશ, અંકલેશ્વર, પટ, પ્રસિદ્ધ, હાઇસ્કૂલ, લાયબ્રેરિ, ઇસ્પિતાલ, બંદીખાનું,**

**કોઠી, નદીકિનારે, કુરજો, દશાશ્વમેધ, ફિરંગી, લૂટયું, મસ્જિદ, ભાર્ગવ બ્રાહ્મણ, બ્રહ્મક્ષત્રી, ધ્યાન, ઔરંગઝેબે, જિલ્લો, સૂતરનાં, હાંસોટ, શુકલતીર્થ, પવિત્ર, કાર્તિકી, ભાડભૂત, તીર્થ, પ્રસંગ, શ્રાવકોનું, પૂરૂં, અથડાયું.**

### પાઠ ૪૨.

મહાલ=તાલુકા.
કલેકટર=જિલ્લાનો ઉપરી અમલદાર
સદર=મુખ્ય.
ગોદ્રહ=ગાયનું તળાવ (ગો=ગાય+ દ્રહ=તળાવ)
સમયમાં=વખતમાં.
પરૂં=શહેરનો પાછળથી વધેલો ભાગ.
સુરક્ષિત= સારી રીતે બચાવ થએલું
તળેટી=પર્વતના મૂળ આગળની જગો
દંતકથા=મોઢાની ચાલતી આવેલી ખરી ખોટી વાત
ખીણ=બે પહાડ વચ્ચેની નિચાણજગો
વિશ્વામિત્ર=સપ્ત ઋષિમાંનો એક; ગાધી રાજાના પુત્ર.
આશ્રમ=ગઠ.
કામદુધા=ઇચ્છેલું ફળ આપનાર.
દૈવતાઇ=ચમત્કારી.
અકસ્માત્=એકાએક અણધાર્યો બનાવ
આદર્યું=કરવા માંડયું; કર્યું.
પવનગઢ=પાવકગઢ; અગ્નિનોગઢ;
ચઢાવ=ઢાળ.
ઘેરો ઘાલ્યો=ચોગરદમથી ઘેરી લીધું
માચીનો મુકામ=વિસામો ખાવાની જગા.
ટોચ=શિખર.
પીર=મરી ગએલા મુસલમાન સાધુ.
કોઠાર=અનાજ વગેરે રાખવાની જગા
કુંડ=છોથી બાંધેલો ઝરો.
કોતરણીવાળાં=નકશીદાર.
સરહદ=છેવટની હદ.
દધીચિ=ઋષિનું નામ છે.
ધર્મશાળા=મુસાફરોને વગર ભાડે ઉતરવાની જગા.

આરો=ઓવારો; ઘાટ.
ખડક=પાણીમાં ઢંકાએલો પથરો.
મુક્ત થયા=છૂટયો.

**સવાલ**—પંચમહાલ શાથી પડયું? પંચમહાલના મહાલ ગણાવો. પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર કયું છે? જિલ્લાના ઉપરી અમલદારને શું કહે છે? ગોધરાનું મૂળ નામ શું હતું? પંચમહાલ જિલ્લાના મુખ્ય સ્થળો ગણાવો. ચાંપાનેર કોણે ને ક્યારે વસાવ્યું? ચાંપાનેર શાને લીધે સુરક્ષિત હતું? પાવાગઢ વિષે શું દંતકથા છે? પાવાગઢ પર શું શું જોવા જેવું છે? દાહોદ નામ શા પરથી પડયું? જ૦ ગુજરાત ને માળવાની હદ મળે છે તે ઉપરથી દોહદ કહેવાતું અને દોહદ ઉપરથી દાહોદ નામ પડયું. હાલોલમાં શું જોવા જેવું છે? ચકડીના ઓવારાને માટે શું મનાય છે?

**ગોધરા, દાહોદ, આલોદ, કલેકટરનું, ગોદ્રહ, સુરક્ષિત, પાવાગઢ, તળેટીમાં, દન્તકથા, વિશ્વામિત્ર, કામદુધા, અકસ્માત્, અગ્નિનો, ઘુમટો, અહિં, દધીચિ, ધર્મશાળા, ચકડીનો, મુક્ત.**

**પાઠ ૪૩.**

સત્ય=સાચું.
સર્વદા=દરરોજ
રૂઠે=ગુસ્સે થાય.
ઇશ=ઇશ્વર; પ્રભુ.
સત્ય તો વહેવાર છે=સાચાથી દુનિયાના કામકાજ ચાલે છે
વહેવાર=આપ લેનો સંબંધ
છાંડીશ=છોડીશ; મૂકીશ.
સાક્ષી=સાહેદી
હીણો=નઠારો; નીચ.
ઉપરે=ઉપર
વિશ્વાસ=ભરોસો.
નિરાશ=નાઉમેદ.

લવે=કહે; બકે
નરસો=નઠારો.
ઘાત=ભંગ; નાશ
ભંગ=નાશ.
સમ=સરખો; બરાબર.
મનરંગ=મનનું ચોકખું સ્વરૂપ; મનનો સારો વિચાર.

**સમજુતી**—હંમેશ સાચું બોલવું, જુઠું બોલવાથી પરમેશ્વર ગુસ્સે થાય છે; સાચાથીજ દુનિયાનાં કામકાજ ચાલે છે, માટે કદાપિ સત્ય છોડીશ નહિ. (૧)

જે માણસ ખોટી સાક્ષી પુરે, જે માણસ જુઠું બોલે; જે માણસ ખોટી વાતો ચલાવતો હોય તેને નઠારો પાપી એટલે ઘણો દુષ્ટજાણ.(૨)

જુઠા બોલ (જુઠા માણસ) ઉપર ભરોસો રાખતો નહિ; અને તારૂં કામ કરીશ એમ કહી કોઇને નિરાશ કરતો નહિ. (૩)

જે માણસ કહે કંઇ અને કરે કંઇ, તે માણસ જો સાચું બોલે; તોપણ લોક તે માને નહિ, અને તે માણસ તો નઠારા કાચ જેવો છે. મતલબ કે નકામો છે. (૪)

જે ભરોસો તોડે, જે વચનનો ભંગ કરે એટલે બોલેલું પાળે નહિ, જેના મનનો રંગ બગડ્યો, તેના જેવો બીજો કોઇ પાપી નહિ. (૫)

## સર્વદા, બોલવું, વહેવાર, વિશ્વાસ, નિરાશ.

### પાઠ ૪૪.

હાલ=હમણાં; આ વખતે
રીતિ=રીત; નિયમ.
આણી=લાવી.
વહાલ આણી ભણીએ=હોંસથી ભણીએ.
ગીત=ગાયન.
નીતિ=સાચી ચાલ.
નસરી=નઠારી,
ચાલ=રીત; ટેવ.
મેહેર=મહેરબાની; દયા.
ખુદાની=પરમેશ્વરની,
સાલ=વરસ.

**સમજુતી**–હાલ સૌને સલામ,

નિશાળની રીત સારી છે, તેથી હોંસથી ભણીએ છીએ. સાહેબો હાલ સૌને સલામ. (૧)

ગાન અને રમતમાં સારી ચાલ શીખીએ છીએ, તેથી નઠારી ટેવ સુધારે છે. હાલ સૌને સલામ. ૨.

પરમેશ્વરની મહેરબાની હશે મતલબ કે આપણે જીવતાં રહીશું તો વળી બીજે વરસે મળશું. સાહેબો હાલ સૌને સલામ. (૨)

**રીતિ, વહાલ, નીતિ, મળશું.**

પાઠ ૧લાનો પાંચમો શબ્દ કેળવણી=શિક્ષક 'છપાએલું' છે ત્યાં કેળવણી=શિક્ષણ વાંચવું.

